# સુત્તનિપાત



અનુવાદક:
અધ્યાપક ધર્માનન્દ કોસમ્બી

શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા-૧

# સુત્તનિપાત

અનુવાદક
અધ્યાપક ધર્માનન્દ કોસમ્બી



ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

કિં. ૧-૦-૦ ઈ. સ. ૧૯૩૧

# નિવેદન

શ્રી પૂંજાભાઇ જૈન ગ્રન્થમાળાનું આ પહેલું પુસ્તક આજે પ્રસિદ્ધ થાય છે. આ પુસ્તક તૈયાર થયે ઘણા દિવસ થયા પણ સ્વરાજયુદ્ધને લીધે એનું પ્રકાશન મંદગતિએ ચાલ્યું.

જૈન ગ્રન્થમાળામાં મોટે ભાગે તો જૈન આગમોના અનુવાદ આવવાના છે. એ અનુવાદની શરૂઆત થઈ ચૂકી છે. એનું પ્રથમ પુસ્તક થોડાજ દિવસમાં બહાર પડશે, પણ આ માળાની શરૂઆત એક જૈનેતર એટલે કે બૌદ્ધ ગ્રન્થથી થાય છે એ એક શુભ વસ્તુ ગણીએ છીએ. પોતે સૂચવેલી યોજનામાં જૈનેતર ગ્રન્થો કે સંપ્રદાયોમાં અહિંસાને પોષક જે કાંઈ હોય તેનો પણ સ્વીકાર થવો જોઈએ એમ શ્રી પૂંજાભાઈએ જણાવ્યું છે. સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખવાની આ ગાંધીજીની શિખામણનો આ રીતે એમણે પ્રત્યક્ષ અમલ કર્યો છે.

અધ્યાપક ધર્માનંદ કોસમ્બીએ વિદ્યાપીઠ પ્રત્યેના પોતાના પ્રેમને લીધે સુત્તનિપાતનો આ અનુવાદ કરી આપ્યો અને પ્રતિકૂળ સંજોગોમાં પણ વખત કાઢી પ્રસ્તાવના લખી આપી એ માટે એમનો ખાસ આભાર માનવો ઘટે છે.

**પ્રકાશક**

# પ્રસ્તાવના

પાલી ત્રિપિટકના સુત્તપિટક, વિનયપિટક અને અભિધમ્મપિટક એવા ત્રણ મુખ્ય વિભાગ છે. સુત્તપિટકના પાછા દીઘનિકાય, મજ્ઝિમનિકાય, સંયુત્તનિકાય, અંગુત્તરનિકાય અને ખુદ્દકનિકાય એવા પાંચ પેટાવિભાગ છે. ખુદ્દકનિકાયમાં જે ૧૫ પ્રકરણો છે તે આ પ્રમાણેઃ—

(૧) ખુદ્દકપાઠ (૨) ધમ્મપદ (૩) ઉદાન (૪) ઇતિવુત્તક (૫) સુત્તનિપાત (૬) વિમાનવત્થુ (૭) પેતવત્થુ (૮) થેરગાથા (૯) થેરીગાથા (૧૦) જાતક (૧૧) નિદ્દેસ (૧૨) પટિસંભિદામગ્ગ (૧૩) અપદાન (૧૪) બુદ્ધવંસ (૧૫) ચરિયાપિટક. એટલે સુત્તપિટકમાં ખુદ્દકનિકાય છેવટનો હોઈ તેનાં ૧૫ પ્રકરણોમાં સુત્તનિપાત પાંચમો છે. તેથી પ્રથમ દર્શને આ પ્રકરણ કાલમાનની દૃષ્ટિએ બહુ પ્રાચીન નહિ હોય એવી માન્યતા થવી સ્વાભાવિક છે. પરન્તુ બાઇબલના જેમ જૂનો અને નવો કરાર એવા કાલમાન પરથી ભાગ પાડવામાં આવેલા છે તેમ ત્રિપિટકનું નથી.

દીઘનિકાયનો અર્થ મોટો નિકાય એવો નથી પણ મોટા પ્રમાણમાં સૂત્રોનો સંગ્રહ એવો છે. મજ્ઝિમનિકાય એટલે મધ્યમ પ્રમાણમાં સૂત્રોનો સંગ્રહ. સંયુત્તનિકાય એટલે ગદ્યપદ્યમિશ્રિત અને બીજા વિવિધ વિષયો પરનાં સૂત્રોનો સંગ્રહ. અંગુત્તર નિકાય એટલે જેમાં એક વસ્તુનો, બેનો,

ત્રણુનો, એમ છેક અગિયાર સુધીની વસ્તુઓનો સમાવેશ થાય છે એવાં સૂત્રોનો સંગ્રહ. ઉત્તરોત્તર એકએક અંગ (વસ્તુ) વધતું જાય છે તેથી જ તેનું નામ અંગુત્તર (અંગ+ઉત્તર) પડયું છે. આ ચારે નિકાયમાં એવું ઘણું લખાણુ છે જે સુત્તનિપાતના લખાણુ કરતાં બહુ અર્વાચીન ઠરશે. ખુદ ખુદ્દકનિકાયમાં તો સુત્તનિપાત જેટલું પ્રાચીન પ્રકરણુ બીજું એકે નથી.

ભાબરાના શિલાલેખમાં અશોકે નીચેના સાત ધર્મપર્યાયોનો નિર્દેશ કર્યો છે: (१) विनय समुकसे (२) अलिय वसाणि (३) अनागत भयानि (४) मुनिगाथा (५) मोनेय सूते (६) उपतिसपसिने (७) लाघुलोवादे मुसावादं अधिगिच्य भगवता बुधेन भासिते એમાંનું વિનયસમુકસે એ કયું સુત્ત હશે એનો હજી નિર્ણય થયો નથી. છતાં હાલમાં મારી એવી માન્યતા બંધાઈ છે કે આ જગાએ અશોકે ધમ્મચક્કપવત્તનસુત્તને જ વિનયસમુકસે કહ્યું હોવું જોઇએ. વિનય શબ્દ પરથી એકદમ વિનયગ્રંથ અથવા તેમાં ઉપદેશેલા નિયમો તરફ લક્ષ જાય છે. એ વિનયનો સમુત્કર્ષ જેમાં હોય એવું કોઇ પણુ સુત્ત પાલી ગ્રંથોમાં મળતું નથી. પરંતુ વિનય શબ્દનો 'ઉપદેશ' એવો બીજો પણુ અર્થ છે; અને એ અર્થનો આ શબ્દ ન હોય તો પણુ આ ધાતુ ઘણે ઠેકાણે વાપરેલો મળી આવે છે. ઉદાહરણુ તરીકે ચૂળસચ્ચકસુત્તમાં (મજ્ઝિમનિ. નં. ૩૫) "कथं पन भो अस्सजि समणो गोतमो सावके विनेति" ત્યાં विनेति અથવા विनयति એ શબ્દનો સંબંધ કોઈ પણુ રીતે વિનયગ્રંથોના નિયમ સાથે

નથી. "હે અસ્સજિ, શ્રમણુ ગોતમ પોતાના શ્રાવકોને શો ઉપદેશ કરે છે?" એવો તેનો સીધો અર્થ છે. એટલે વિનયનો અર્થ ઉપદેશ લઇએ તો તે ઉપદેશનો સમુત્કર્ષ એટલે ધમ્મચક્કપવત્તનસુત્ત એમ જ માનવું પડશે. કેમકે એમાંના ઉપદેશને અનેક જગાએ 'बुद्धानं सामुक्कंसिका धम्मदेसना' [1] કહ્યો છે. આ સુત્તનું ત્રિપિટકમાં બહુ ભારે મહત્ત્વ છે. એટલે એને અશોકે પોતાની યાદીમાં પ્રથમ સ્થાને મૂકયું હોય તો આશ્ચર્ય નથી.

સુત્તનિપાતમાં આ સુત્તમાંના મજકૂરનો નિર્દેશ એટલે કે ચાર આર્ય સત્યોનો નિર્દેશ દ્વયતાનુપસ્સનાસુત્ત (નં. ૩૮) ની શરૂઆતમાં જ આવેલો છે. બાકી અશોકના લેખોમાંના મુનિગાથા, મોનેયસૂતે અને ઉપતિસપસિને એ ત્રણ ધર્મપર્યાયો અનુક્રમે મુનિસુત્ત (નં.૧૨) નાળકસુત્ત (નં.૩૭) અને સારિપુત્તસુત્ત (નં.૫૪) એ સુત્તનિપાતનાં સુત્તો છે. અલિયવસાનિ અને અનાગતભયાનિ એ બે અંગુત્તરનિકાયમાં મળે છે, અને લાઘુલોવાદ એ મજ્ઝિમનિકાયમાંનું અમ્બલટ્ઠિક રાહુલોવાદસુત્ત (નં.૬૧) છે.[2] એટલે સાતમાંનું એક સર્વત્ર, મજ્ઝિમનિકાયમાં એક, અંગુ-

---

(૧) ઉદાહરણ તરીકે उपालिसुत्त, मज्झिमनि० भाग १ (पाली टेक्स्ट सोसायटी) पृ. ३८० જુઓ.

(૨) અશોકના શિલાલેખમાંનાં આ સુત્તોના ઉલ્લેખ વિષે વિશેષ ચર્ચા Indian Antiquary vol 41, February 1912 P. 37-40, અને પુરાતત્ત્વ પુ.૧, અંક ૪ માં મળશે. જિજ્ઞાસુ વાંચકો તે લેખો વાંચે.

ત્તરમાં બે, અને નાનકડા આ સુત્તનિપાતમાં ત્રણ મળે છે. અને આ ત્રણ સુત્તોની જે ધરતી છે તે જ આ પ્રકરણમાંનાં બીજાં સુત્તોની પણ છે. આ પરથી ઘણું કરીને સુત્તનિપાત અશોકના પહેલાં હતો એવું અનુમાન બાંધવાને વાંધો નથી.

ખુદ્દકનિકાયમાં નિદ્દેસ નામનું જે પ્રકરણ છે તેના મહાનિદ્દેસ અને ચૂળનિદ્દેસ એવા બે વિભાગ છે. મહાનિદ્દેસ એ બીજું કાંઈ નહિ પણ સુત્ત નિપાતમાંના અટ્ઠકવગ્ગ પરની ટીકા છે; અને ચૂળનિદ્દેસ એ ખગ્ગવિસાણ સુત્ત પરની અને વત્થુગાથા સિવાયના પારાયણવગ્ગ પરની ટીકા છે. આ ટીકાઓનો ત્રિપિટકમાં સમાવેશ થયેલો હોવાથી, સુત્તનિપાતના જે ભાગો પર આ ટીકાઓ છે તે બહુ જ પ્રાચીન હોવા જોઈએ. આ ભાગો સિવાયનાં જે બાકીનાં સુત્તો છે તેની ભાષાસરણીમાં અને એ ભાગોનાં સુત્તોની ભાષાસરણીમાં ઝાઝો ફરક નથી. તે પરથી પણ સુત્તનિપાત બહુ પ્રાચીન હોવો જોઇએ એ અનુમાનને અધિક બળ મળે છે. પરંતુ આ પુસ્તકમાં જે ગદ્ય ભાગ છે તે માત્ર પાછળથી દાખલ કરેલા હોવા જોઇએ એમ લાગે છે. એમાંના ઘણાખરા સમાન નમૂનાવાળા હોવાથી તે બીજા નિકાયોમાં અનેક જગાએ મળે છે, માત્ર તેમાં વિશેષનામનો ફરક હોય છે.

પબ્બજ્જાસુત્ત (નં. ૨૭), પધાનસુત્ત (નં. ૨૮) અને નાળકસુત્તની વત્થુગાથા (નં. ૩૭) નો બુદ્ધચરિત્ર સાથે નિકટ સંબંધ છે. એને વિષે થોડીઘણી ચર્ચા બુદ્ધચરિત્ર

લેખમાળા[3] માં આવી ગયેલી હોવાથી ફરી અહીં વિશેષ લખવાની જરૂર જણાતી નથી. માત્ર રાહુલસુત્ત (નં. ૨૩) વિષે થોડીક ચર્ચા કરવી ઇષ્ટ લાગે છે.

બુદ્ધ ભગવાન ગૃહત્યાગ પછી સાત વર્ષે કપિલવસ્તુમાં આવ્યા. તે પ્રસંગે રાહુલની માતાએ તેને પોતાનો વારસો માગવા બુદ્ધ પાસે મોકલ્યો. બુદ્ધ તેને વિહારમાં લઇ ગયા અને સારિપુત્ત પાસે તેને પ્રવ્રજ્યા અપાવી. ત્યારથી રાહુલ કુમાર શ્રામણેર થયો એ કથા મહાવગ્ગમાં[4] અને તેની અટ્ઠકથામાં આવી છે, અને તેનો ઉલ્લેખ સુત્તનિપાતના અટ્ઠકથાકારે પણ કર્યો છે. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જો બુદ્ધે સાત વર્ષના રાહુલને પ્રવ્રજ્યા આપી તો આ રાહુલસુત્ત ક્યારે ઉપદેશ્યું ? પ્રવ્રજ્યા પૂર્વે એમ કહીએ તો સારિપુત્ત અને રાહુલનો ' અતિપરિચય' (શ્લોક ૩૩૫ જુઓ ) થયો હતો એમ કહેવું અશક્ય છે. બીજું, ' મનને ગમતા અને ઉલ્લસિત કરનારા પંચેંદ્રિયોના વિષયો છોડીને' વગેરે ઉપદેશ બુદ્ધે આટલા નાનકડા રાહુલને કર્યો હોય એ સંભવતું નથી. પ્રવ્રજ્યા પછી રાહુલને આ ઉપદેશ કરવામાં આવ્યો એમ કહીએ તો ' શ્રદ્ધાપૂર્વક ઘરમાંથી બહાર નીકળ' ( જુઓ શ્લોક ૩૩૭ ) વચનમાં અર્થ રહેતો નથી. એટલે

(૩) પુરાતત્ત્વ ત્રૈમાસિક, પુસ્તક ૨, બુદ્ધચરિત્ર લેખમાલા લેખાંક ૨, ૩, અને ૪ જુઓ.

(૪) Oldenberg's Edition p 82. બૌદ્ધસંઘનો પરિચય પા. ૧૭

આ સુત્ત પરથી એવું અનુમાન કરવું પડે છે કે ઘણાં વરસ સુધી ગૃહસ્થાશ્રમમાં રહીનેજ રાહુલ સારિપુત્તનો શિષ્ય થયો હતો. અથવા તો આજકાલની નાના છોકરાઓને શ્રામણેર[૫] બનાવીને વિહારમાં રાખવાની પદ્ધતિ તે વખતે અસ્તિત્વમાં નહોતી. આ રાહુલસુત્તને અતિ પ્રાચીન માનીએ તો મહાવગ્ગમાંની અને અટ્ઠકથામાંની રાહુલની કથા પાછળથી રચાઈ એમ કહેવું પડશે.

આ ભાષાંતર સુત્તનિપાતના પ્રો. બાપટના સંસ્કરણ ( આર્યભૂષણ પ્રેસ. ૧૯૨૪ ) પરથી કરવામાં આવ્યું છે. પાલી ટેક્સ્ટ સોસાયટીના સંસ્કરણમાં અને પ્રો. બાપટના સંસ્કરણમાં મૂળમાં ઝાઝો ફરક નથી. તોપણ પ્રો. બાપટનું સંસ્કરણ નાગરી લિપિમાં હોવાથી તેની સાથે આ ભાષાંતર વાંચવું હિંદી વાચકોને સુગમ પડશે.

પાલી વાઙ્મયમાં સહેલાઈથી પ્રવેશ થાય એ હેતુથી આ ભાષાંતર કર્યું છે. તેથી કેટલેક ઠેકાણે તે દૂરાન્વયવાળું થયું છે; અને કદાચ સામાન્ય વાચકોને ક્લિષ્ટ પણ લાગશે. પણ આ ભાષાંતર છે, રૂપાંતર નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ. સાદી ભાષામાં કેવળ રૂપાંતર કર્યું હોય, તો તેના પરથી મૂળ શ્લોકોનો અર્થ સહેલાઈથી બેસાડી શકાય નહિ. જેને સંસ્કૃત ભાષા સારી આવડે છે પણ પાલી આવડતી નથી તેને પોતાના જ પ્રયત્નથી પાલીનો અભ્યાસ કરવા

---

(૫) બૌદ્ધસંઘનો પરિચય પાન ૧૭

માટે આ ભાષાંતરનો સારો ઉપયોગ થશે એવી આશા રાખવી અયોગ્ય નહિ ગણાય.

ગયું વર્ષ વિદ્યાપીઠનું કેવું વીત્યું છે એ સૌ જાણે છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકવર્ગ સત્યાગ્રહની લડતમાં રોકાયેલા હોવાથી કોઇ પણ કામ વ્યવસ્થિતપણે કરવું અશક્ય થઈ પડયું હતું. એવી સ્થિતિમાં જ આ પુસ્તક છપાઇને તૈયાર થયું છે. છપાતી વખતે પણ એનાં પ્રૂફો વગેરે જોવાનું કામ મારાથી જરાયે થઈ શકયું નથી. એટલે એમાં કંઈ ખામીઓ રહી હોય તો તેને માટે વાંચકો ક્ષમા કરશે.

ધર્માનન્દ કોસમ્બી

# સૂચના

સામાન્ય વાંચકને અઘરા પડે તેવા સંસ્કૃત શબ્દોનો કોશ પુસ્તકની પાછળ આપવામાં આવ્યો છે. તથા પુસ્તક છપાઈ રહ્યા બાદ અમુક સ્થળોએ વધુ ટિપ્પણો આપવાં યોગ્ય લાગવાથી તેમને પણ કોશમાં જ ઉમેરી લીધાં છે. તેજ પ્રમાણે પાછળથી પુસ્તકમાં જે સુધારા વધારા કરવા જરૂરી લાગ્યા તે બધા શુદ્ધિપત્રમાં ઉમેરી લીધા છે. એટલે જિજ્ઞાસુ વાંચકને કોશ તેમજ શુદ્ધિપત્રનો વધુ ઉપયોગ કરવા વિનંતિ છે.

## અનુક્રમણિકા

## [ ઉરગવગ્ગ પહેલો ]

### ૧

### ઉરગસુત્ત (૧)

૧. ફેલાતા જતા સર્પના વિષને જેમ ઔષધથી નાશ કરવામાં આવે, તેમ એકાએક ઉત્પન્ન થતા ક્રોધનો નાશ કરે છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ થયેલી અને જૂની કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧)

૨. પાણીમાં પેસીને જેમ ( સુલભતાથી ) કમળ તોડાય, તેમ જે કામવિકારનો સમૂળ ત્યાગ કરે છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૨)

૩. જે ભિક્ષુ જોસબંધ વહેતી તૃષ્ણારૂપી નદીને સૂકવી નાખીને તેનો સમૂળ નાશ કરે છે તે સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૩)

૪. બરુનો બાંધેલો દુર્બળ પુલ જેમ મહોઘ (સહે-

લાઈથી) તોડી નાખે છે તેમ જે ભિક્ષુ પોતાના અહંકારનો ક્ષય કરે છે તે સાપ જેમ જીર્ણ અને જૂની કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૪)

૫. ઉંબરાના ઝાડ ઉપર જેમ ફળ જડતું નથી તેમ જેને ભવમાં (પુનર્જન્મમાં) સાર દેખાતો નથી તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૫)

૬. જેના અંતઃકરણમાં કોપ રહ્યો નથી, અને જે શાશ્વતતા અને અશાશ્વતતાની પાર ગયો છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૬)

૭. જેના અંતઃકરણમાંથી વિતર્કને બાળીને નષ્ટ કરવામાં આવ્યા છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૭)

૮. જે આગળ દોડતો નથી તેમ પાછળ રહેતો નથી અને જે આ પ્રપંચની પાર ગયો છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૮)

૯. જે આગળ દોડતો નથી તેમ પાછળ પણ રહેતો

---

૭. વિતર્ક ત્રણ પ્રકારના છે: કામવિતર્ક, વ્યાપાદવિતર્ક અને વિહિંસાવિતર્ક.

૮. આગળ દોડવું એટલે અવિચાર કરવો, અને પાછળ રહેવું એટલે આળસમાં પડી રહેવું.

નથી, અને ઇહલોકમાં સર્વ વસ્તુ વ્યર્થ છે એમ જાણે છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૯)

૧૦. જે આગળ દોડતો નથી અને પાછળ પણ રહેતો નથી, અને (પ્રાપંચિક) વસ્તુજાત વ્યર્થ છે એમ સમજીને વીતલોભ થાય છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૦)

૧૧. જે આગળ દોડતો નથી અને પાછળ પણ રહેતો નથી, અને (પ્રાપંચિક) વસ્તુજાત વ્યર્થ છે એમ સમજીને વીતરાગ થાય છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૧)

૧૨. જે આગળ દોડતો નથી અને પાછળ પણ રહેતો નથી, અને (પ્રાપંચિક) વસ્તુજાત વ્યર્થ છે એમ સમજીને વીતદ્વેષ થાય છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૨)

૧૩. જે આગળ દોડતો નથી અને પાછળ પણ રહેતો નથી, અને (પ્રાપંચિક) વસ્તુજાત વ્યર્થ છે એમ સમજીને વીતમોહ થાય છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૩)

૧૪. જેના અંતરમાં અનુશય બિલકુલ રહ્યા નથી, અને

અકુશલનાં મૂળ ઉખેડી નાખવામાં આવ્યાં છે તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૪)

૧૫. ઇહલોકમાં પુનર્જન્મ (લેવા) માટે કારણરૂપ, અને બીતિમાંથી ઉત્પન્ન થયેલા સંસ્કાર જેનામાં રહ્યા નથી તે ભિક્ષુ સાંપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૫)

૧૬. જેનામાં ભવબંધનના કારણરૂપ, અને તૃષ્ણામાંથી ઉત્પન્ન થયેલા સંસ્કાર રહ્યા નથી તે ભિક્ષુ સાપ જેમ જીર્ણ અને જૂની થયેલી કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહપરલોક છોડી જાય છે. (૧૬)

૧૭. જે ભિક્ષુ બુદ્ધિનાં પાંચ આવરણોનો ત્યાગ કરીને નિર્દુ:ખ, નિ:શંક અને તૃષ્ણાશલ્યવિરહિત થાય છે તે સાપ જેમ જીર્ણ અને જૂની કાંચળી ઉતારી નાખે છે તેમ ઇહ-પરલોક છોડી જાય છે. (૧૭)

---

૧૪. અનુશય એટલે દબાઈ રહેનારા પાપસંસ્કાર. આ સાત છે: રાગ, દ્વેષ, માન, દૃષ્ટિ, શંકા, પુનર્જન્મનો લોભ અને અવિદ્યા. અકુશલનાં મૂળ ત્રણ છે: લોભ, દ્વેષ અને મોહ.

૧૭. બુદ્ધિનાં આવરણો (નીવરણો) પાંચ છે: કામચ્છન્દ, વ્યાપાદ, આળસ, ભ્રાંતચિત્તતા અને કુશંકા. વધારે માહિતી માટે 'સમાધિમાર્ગ' નું પૃષ્ઠ ૩૮ જુઓ.

## ૨

## ધનિયસુત્ત (૨)

૧૮. મારું અન્ન તૈયાર છે અને ગાયો દોવાઈ રહી છે,—એમ ધનિય ગોપ બોલ્યો—મહી નદીના કાંઠા ઉપર પ્રિયજનોની સાથે હું રહું છું, મારી ઝૂંપડીનું છાપરું ચળાઈ ગયું છે, અને અગ્નિ પ્રગટાવ્યો છે. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો ખુશીથી વરસ! (૧)

૧૯. હું અક્રોધન અને વિગતખિલ છું,—એમ ભગવાન બોલ્યા—મહી નદીને કાંઠે કેવળ એક રાતનો જ નિવાસ

---

૧૯. ઊખર જમીનને ખિલ કહે છે. એવી જાતનું કાઠિન્ય જેના ચિત્તમાંથી નાશ પામ્યું હોય તેને વિગતખિલ કહે છે. ચિત્તના ખિલ પાંચ છે, તેનું વર્ણન મજ્ઝિમનિકાયના ચેતોખિલસુત્તમાં (સુત્ત નં. ૧૬) મળી આવે છે.

અગ્નિ ૧૧ છેઃ કામ, ક્રોધ, મોહ, જાતિ, જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય, ઉપાયાસ (મહાવગ્ગ—આદિત્ત—પરિયાય-સુત્ત જુઓ.)

છે, મારી ઝૂંપડી ઉઘાડી છે, અને અગ્નિ બુઝાઈ ગયો છે. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો ખુશીથી વરસ! (૨)

૨૦. અહીં બગાઈઓ નથી,—એમ ધનિય ગોપ બોલ્યો—નદીકાંઠે ઊગેલું ઘાસ ગાયો ચરે છે, એટલે વરસાદ વરસશે તોપણ તેઓ સહન કરશે. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો ખુશીથી વરસ! (૩)

૨૧. મારો તરાપો બંધાઈને સરસ રીતે તૈયાર થયો છે,—એમ ભગવાન બોલ્યા—હું ઓઘ ઊતરીને પાર ગયો છું. હવે તરાપાનું કંઈ કામ રહ્યું નથી. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ! (૪)

૨૨. મારી ગોપી આજ્ઞાધારક અને સ્થિર મનવાળી છે,—એમ ધનિય ગોપ બોલ્યો—ચિરકાલ તે મારી સાથે રહે છે, અને મને તે વહાલી છે. તેનામાં કોઈ જાતનું પાપ નથી. તો હે મેઘરાજા, તારી મરજી હોય તો તું ખુશીથી વરસ! (૫)

૨૩. મારું ચિત્ત મારા કબજામાં છે અને વિમુક્ત છે,—એમ ભગવાન બોલ્યા—તે ચિરકાલ અભ્યાસથી ભાવિત અને સંયમિત છે. મારામાં પાપ નથી. તો હે મેઘરાજા, તારી મરજી હોય તો તું ખુશીથી વરસ! (૬)

૨૪. હું જાતમહેનતથી મારો નિર્વાહ ચલાવું છું—એમ ધનિય ગોપ બોલ્યો—અને મારા પુત્રો મારી સાથે છે અને નીરોગી છે, તેમનામાં મને કશો દોષ જણાતો નથી. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ! (૭)

૨૫. હું કોઈનો નોકર નથી,—એમ ભગવાન બોલ્યા—હું મારી મૂડી ઉપર રહું છું, નોકરીની મને ગરજ નથી.

તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ ! (૮)

૨૬. મારી પાસે હળે ન જૂતેલા તરુણ બળદો છે, દૂધ પીનારાં વાછરડાં છે,—એમ ધનિય ગોપ બોલ્યો—ગાભણી અને પહેલવેતરી ગાયો છે, અને ગાયોનો આગેવાન બળદ છે. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ ! (૯)

૨૭. મારી પાસે હળે ન જૂતેલા તરુણ બળદો નથી, દૂધ પીનારાં વાછરડાં નથી,—એમ ભગવાન બોલ્યા—ગાભણી અને પહેલવેતરી ગાયો નથી, અને ગાયોનો આગેવાન બળદ નથી. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો ખુશીથી વરસ ! (૧૦)

૨૮. ખીલા મજબૂત ખોડ્યા છે, તે હાલતા નથી,—એમ ધનિય ગોપ બોલ્યો—દોરડાં મુંજ ઘાસનાં છે, ઉત્તમ રીતે બનાવેલાં છે અને નવાં છે. વાછરડાં તેને તોડી શકશે નહિ. તો હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ ! (૧૧)

૨૯. આખલાની જેમ મેં બંધનો તોડ્યાં છે,—એમ ભગવાન બોલ્યા—હાથી જેમ ગળોને તોડી નાંખે તેમ મેં તેમનો ઉચ્છેદ કર્યો છે. હવે હું ફરી ગર્ભવાસમાં આવવાનો નથી. હે મેઘરાજા, તારી ઇચ્છા હોય તો તું ખુશીથી વરસ ! (૧૨)

૩૦. એટલામાં તો મહામેઘે જળસ્થળ ભરી દીધું. વરસાદ વરસવાની શરૂઆત થયેલી જોઇ ધનિય ગોપ આ પ્રમાણે બોલ્યોઃ (૧૩)

૩૧. ખરેખર અમે ધન્ય છીએ, કારણકે અમને ભગવાનનાં દર્શન થયાં ! હે ચક્ષુષ્મન્, અમે તને શરણે જઇએ

છીએ. હે મહામુનિ, તું અમારો શાસ્તા બન. (૧૪)

૩૨. હું અને ગોપી સુગતના આશરા નીચે બ્રહ્મચર્યનું પાલન કરીશું અને જન્મમરણની પાર જઈને દુઃખનો અંત કરીશું. (૧૫)

૩૩. પુત્રવન્તોને પુત્રોથી આનંદ થાય છે—એમ પાપી માર બોલ્યો—તેમ જ ગાયોના માલિકને ગાયોથી આનંદ થાય છે, કારણકે ઉપાધિ મનુષ્યને આનંદ આપે છે, અને ઉપાધિ-રહિત માણસને આનંદ મળતો નથી. (૧૬)

૩૪. પુત્રવન્તને પુત્રોથી શોક થાય છે—એમ ભગવાન બોલ્યા—તેમ જ ગાયોના માલિકને ગાયોથી શોક થાય છે. કારણકે ઉપાધિ માણસને શોક ઉત્પન્ન કરે છે, અને જે ઉપાધિરહિત હોય છે તે શોક કરતો નથી. (૧૭)

# ૩

## ખગ્ગવિસાણસુત્ત (૩)

૩૫. ભૂતમાત્રને વિષે દંડબુદ્ધિ છોડી દઈને તેમાંના કોઈને પણ ત્રાસ ન પહોંચાડવો, ( અને ) પુત્રની પણ આશા ન રાખવી, તો પછી મદદની તો વાત જ કયાં રહી? (અને) ગેંડાની શીંગડાની માફક એકાકી રહેવું. (૧)

૩૬. સંસર્ગ થવાથી સ્નેહ ઉત્પન્ન થાય છે. સ્નેહથી દુઃખ થાય છે. આ સ્નેહ જ દોષ છે એમ સમજીને ગેંડાના શીંગડાની માફક એકાકી રહેવું. (૨)

૩૭. (મનુષ્ય) મિત્રસુહૃદોને મદદ કરવાના ઉદ્દેશથી આસક્તચિત્ત થઈ સદર્થ છોડી દે છે. પરસ્પરના પ્રેમમાં આ ભય છે એમ જોઈને ગેંડાના શીંગડાની માફક એકાકી રહેવું. (૩)

૩૮. વિશાળ વાંસ જેમ (બીજા વાંસમાં) ગૂંથાઈ જાય છે તેવી પુત્રદારાની અપેક્ષા છે. વાંસના અંકુરની જેમ સંલગ્ન ન થતાં ગેંડાની શીંગડાની જેમ એકાકી રહેવું. (૪)

૩૯. અરણ્યમાં રહેનાર મુક્ત મૃગ જેમ યથેચ્છ વિહાર

કરે છે તે રીતે સુજ્ઞ માણસે પોતાની સ્વતંત્રતા જાણીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૫)

૪૦. મિત્રોની સાથે રહેવાથી બેસવાઊઠવા અને જવા-આવવા માટે આમંત્રણો થાય છે. (પણ) નિર્લોભતા એ સ્વતંત્રતા છે એમ સમજીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૬)

૪૧. આપ્તજનોની સાથે હોવાથી ગમત અને આનંદ આવે છે, અને છોકરાં પ્રત્યે પ્રેમ બંધાય છે. (પણ) પ્રિય માણસોના વિયોગથી કંટાળીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૭)

૪૨. જે મળે તેટલાથી સંતોષ માનનારો (પ્રાણી) ચારે દિશામાં જવા માટે સ્વતંત્ર અને પ્રતિબંધ થાય છે. (માટે) વિઘ્નો સહન કરીને નિર્ભયતાથી ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૮)

૪૩. કેટલાક સંન્યાસીઓ પણ એવા હોય છે કે તેમને સંતુષ્ટ કરવા ભારે થઈ પડે છે, તો પછી ગૃહસ્થાશ્રમીઓનું તો પૂછવું જ શું? (માટે) બીજાનાં છોકરાં માટે બેફિકર બનીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૯)

૪૪. જેનાં પાંદડાં ખરી પડ્યાં છે એવા કાંચન (કોવિદાર) વૃક્ષની જેમ ગૃહસ્થાશ્રમનાં ચિહ્નોનો ત્યાગ કરીને અને ગૃહસ્થાશ્રમનાં બંધનો તોડી નાખીને શૂરવીરે ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૦)

૪૫. જો હોશિયાર, સન્માર્ગે ચાલનારો અને ધૈર્યવાન સાથી મળે તો બધાં વિઘ્નો સહન કરીને આનંદથી તેની સાથે

રહેવું. (૧૧)

૪૬. જો હોશિયાર, સન્માર્ગે ચાલનારો અને ધૈર્યવાન સાથી ન મળે તો રાજા જેમ વિજિત (બીજાના તાબામાં ગયેલા) રાજ્યનો ત્યાગ કરે છે તેમ ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૨)

૪૭. મિત્રસંપદાનાં અમે જરૂર વખાણ કરીએ છીએ. સમાનશીલ અથવા આપણા કરતાં શ્રેષ્ઠ મિત્રોની સંગતિ સેવવી. (પણ) એવા શુદ્ધ અને સેવન કરવા યોગ્ય સાથી ન મળે તો ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૩)

૪૮. સોનીએ ઉત્તમ રીતે તૈયાર કરેલ પ્રભાસંપન્ન બે કંકણો એક હાથમાં એકબીજાની સાથે ભટકાતાં જોઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૪)

૪૯. આ રીતે બીજાની સાથે રહેવાથી હું બબડ્યા કરીશ અથવા તો તેની આસક્તિ થશે, એ આગળના આયુષ્યમાં ભય દેખીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૫)

૫૦. કારણ પંચેંદ્રિયોના વિષયો વિચિત્ર, મધુર અને મનોરમ છે. તે અનેક રીતે મનુષ્યના ચિત્તને ડહોળે છે. વિષયોમાં આ દોષ જોઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૬)

૫૧. મારા ઉપર આ સંકટ છે, આ ગંડ છે, આ ઉપદ્રવ છે, રોગ છે, શલ્ય છે, આ ભય છે—આ જાતનો પંચેંદ્રિયોના વિષયોમાં ભય જોઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી

---

૪૭. શુદ્ધ અન્નનું સેવન કરવું એટલે સદાચારથી રહેવું. જે અસદાચારી હોય તે ગમે તેટલી મરજાદ પાળે તોપણ અશુદ્ધ અન્ન જ ખાય છે.

રહેવું. (૧૭)

૫૨. ટાઢ તાપ, ભૂખ તરસ, તડકો, પવન, ડાંસ, સાપ— આ બધા (કલેશો) સહન કરીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૮)

૫૩. જેમ પદ્મકુળમાં જન્મેલો, ભવ્ય ખભાવાળો, ઉદાર હાથી યૂથ છોડીને અરણ્યમાં યથેચ્છ સંચાર કરે છે તેમ ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૧૯)

૫૪. સમૂહમાં સુખ માનનારો સમાધિલાભ મેળવી શકે એ અશકય છે. (માટે) આદિત્યબંધુ (બુદ્ધ) નું વચન સાંભળી-ને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૦)

૫૫. હું વિષમ સંપ્રદાયોની પાર ગયો છું, હું ન્યાય્યપથ ઉપર પહોંચ્યો છું, મને ખરો માર્ગ મળ્યો છે, મને જ્ઞાન ઉત્પન્ન થયું છે, બીજાએ મને સમજાવવાની હવે જરૂર રહી નથી, એમ સમજીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૧)

૫૬. નિર્લોલુપ, અદાંભિક, નિસ્તૃષ્ણ, ગુણજ્ઞ, કષાય (કલેશ)— મોહથી મુકત, અને સર્વ લોકમાં નિર્લોભ બનીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૨)

૫૭. અસદર્થનો ઉપદેશ કરનાર અને વિષમ માર્ગમાં જેણે પ્રવેશ કર્યો હોય એવા પાપી સાથીનો ત્યાગ કરવો; પોતાની જાતે આવા આસક્ત અને પ્રમત્ત માણસની સંગતિ ન કરવી, (અને) ગેડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૩)

૫૮. બહુશ્રુત, ધર્મધર, ઉદાર અને પ્રતિભાસંપન્ન એવા મિત્રની સંગતિ સેવવી, અને (તેની પાસેથી) સદર્થ સમજી

લઈને શંકાનો નાશ કરીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૪)

૫૯. ક્રીડા, મજા, ચેન એટલાથી ઇહલોકમાં સમાધાન ન પામતાં અને એની અપેક્ષા ન રાખતાં શૃંગારભૂષણોથી નિવૃત્ત અને સત્યવાદી થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૫)

૬૦. પુત્ર, દારા, માબાપ, ધનધાન્ય, ભાઈઓ અને બધી જાતની ઉપભોગ્ય વસ્તુઓનો ત્યાગ કરીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૬)

૬૧. આ સંગ (આસક્તિ) છે, આમાં સુખ ઓછું, આસ્વાદ થોડો, અને આમાં દુઃખ વધારે છે, અને આ માછલી પકડવાનો ગલ છે, એમ જાણીને સુજ્ઞે ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૭)

૬૨. માછલી જેમ જાળ તોડીને નીકળી જાય છે તેમ સંયોજનો તોડીને, અને અગ્નિ જેમ બળી ગયેલી જગ્યાએ પાછો આવતો નથી તેમ પાછા ન ફરતાં ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૮)

૬૩. જેની દૃષ્ટિ નીચે છે, પાદચાંચલ્ય (આમતેમ ફરવાની હોંશ) નથી, ઇંદ્રિયો જેને સ્વાધીન છે, મન જેનું સુરક્ષિત છે, અનાસક્ત, અને મનઃસંતાપ વગરનો—એવો થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૨૯)

૬૪. પાંદડાં ખરી પડેલા પારિચ્છત્ર (પારિજાતક) વૃક્ષની જેમ ગૃહસ્થાશ્રમનાં ચિહ્નોનો ત્યાગ કરીને, કષાય વસ્ત્રો પરિધાન કરીને, પૂર્ણપણે ગૃહત્યાગ કરીને ગેંડાના શીંગડાની જેમ

એકાકી રહેવું. (૩૦)

૬૫. જીભના ચળવળાટ વગરનો, અચંચલ, બીજાને ન પોષનારો, નાના મોટા ઘરનો ટાળો ન કરતાં ભિક્ષા ગ્રહણ કરનારો, કોઈ પણ કુટુંબ માટે આસક્તિ ન ધરાવનારો એવો થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૧)

૬૬. ચિત્તનાં પાંચ આવરણોનો ત્યાગ કરીને, ચિત્તક્લેશ દૂર કરીને, અનાસક્ત થઈને, અને સ્નેહદોષ તોડીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૨)

૬૭. પ્રથમ સૌમનસ્ય અને દૌર્મનસ્ય અને પછી સુખ અને દુઃખને પાછળ મૂકીને ઉપેક્ષાયુક્ત શુદ્ધ શમ (સમાધિ) સંપાદન કરીને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૩)

૬૮. પરમાર્થપ્રાપ્તિ માટે પૂર્ણ ઉત્સાહી, સાવધાનચિત્ત, નિરલસ વૃત્તિવાળો, દૃઢનિશ્ચયી અને સ્થૈર્યબલસંપન્ન થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૪)

૬૯. એકાન્તવાસ અને સમાધિને ન છોડી દેતાં નિત્ય સદ્ધર્માનુસાર વર્તનારો અને પુનર્જન્મમાં દોષ જોનારો થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૫)

૭૦. તૃષ્ણાક્ષય માટે ઉત્કટ ઇચ્છા ધરાવનારો, અપ્રમાદી, હોશિયાર, વિદ્વાન, સ્મૃતિમાન, ધર્મજ્ઞાની, આર્યમાર્ગપ્રાપ્ત અને ઉત્સાહી થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૬)

૭૧. સિંહની જેમ શબ્દોથી ન ગભરાતાં, પવનની જેમ જાળમાં ન ભરાતાં, અને કમળની જેમ પાણીથી ન ભીંજાતાં ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૭)

૭૨. મૃગોનો રાજા દંષ્ટ્રાબલી સિંહ જેમ (બધાનો)

નિગ્રહ કરીને, પરાભવ કરીને રહે છે તેમ એકાન્તવાસ સેવવો અને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૮)

૭૩. મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચિત્ત-વિમુક્તિઓની વારંવાર ભાવના કરીને અને પ્રાણીમાત્ર વિષે અવિરોધી થઇને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૩૯)

૭૪. રાગ, દ્વેષ અને મોહનો ત્યાગ કરીને, સંયોજનોનો નાશ કરીને, અને જીવિતનાશનો પ્રસંગ આવ્યો હોય ત્યારે પણ નિર્ભય થઈને ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૪૦)

૭૫. લોકો લાભ માટે સંગતિ સેવે છે, મૈત્રી કરે છે. અકારણ મિત્રો મળવા કઠણ છે. અપવિત્ર માણસો પોતાના જ હિતની વૃત્તિ રાખે છે. (આ જાણીને) ગેંડાના શીંગડાની જેમ એકાકી રહેવું. (૪૧)

૪

## કસિભારદ્વાજસુત્ત (૪)

એવું મેં સાંભળ્યું છે. એકવાર બુદ્ધ ભગવાન દક્ષિણ-ગિરિ પ્રાંતમાં એકનાળા નામના બ્રાહ્મણગ્રામમાં રહેતા હતા. તે વખતે કૃષિભારદ્વાજ બ્રાહ્મણના ખેતરમાં વાવણીને વખતે પાંચસો હળ ચાલુ હતાં. ત્યારે ભગવાન પ્રભાતમાં ચીવર પરિધાન કરીને અને પાત્રચીવર લઈને કૃષિભારદ્વાજ બ્રાહ્મણને ખેતરે ગયા. ત્યાં કૃષિભારદ્વાજ બ્રાહ્મણનો ભોજનસમારમ્ભ (પરિવેસના) ચાલતો હતો. ત્યાં જઈને ભગવાન એક બાજુએ ઊભા રહ્યા. કૃષિભારદ્વાજ બ્રાહ્મણે ભિક્ષા માટે ઊભા રહેલા ભગવાનને જોયા. જોઈને તે ભગવાન પાસે આવ્યો, અને બોલ્યો, "હે શ્રમણ, હું ખેડું છું અને વાવું છું; ખેડીને અને વાવીને મારો નિર્વાહ ચલાવું છું. તું પણ, હે શ્રમણ, ખેડ અને વાવ. ખેડીને અને વાવીને તારો નિર્વાહ ચલાવ." "હે બ્રાહ્મણ, હું પણ ખેડું છું અને વાવું છું; ખેડીને અને વાવીને મારો નિર્વાહ ચલાવું છું." "પણ ભવાન ગોતમના

ધૂંસરી, હળ, ફળું, ચાબૂક અથવા બળદ અમે ક્યાંય જોઈ શકતા નથી, છતાં ભવાન ગોતમ કહે છે કે હે બ્રાહ્મણ, હું પણ ખેડું છું અને વાવું છું; ખેડીને અને વાવીને મારો નિર્વાહ છે." ત્યારપછી કૃષિભારદ્વાજ બ્રાહ્મણે ભગવાનને આ ગાથા કહીને કહ્યું:

૭૬. તું તારી જાતને ખેડૂત કહેવરાવે છે, પરન્તુ તારી ખેતી અમે જોઈ શકતા નથી. તારી ખેતી કઈ એ તું અમને સમજાવીને કહે. (૧)

૭૭. શ્રદ્ધા એ મારું બીજ છે, તપશ્ચર્યા એ વૃષ્ટિ છે, પ્રજ્ઞા એ ધૂંસરી અને હળ છે, પાપલજ્જા એ હળનું લાંબું લાકડું છે, ચિત્ત દોરી છે, અને સ્મૃતિ (જાગૃતિ) એ ફળું તથા ચાબૂક છે. (૨)

૭૮. કાયાનું અને વાચાનું હું રક્ષણ કરું છું, ઉદર-નિર્વાહના આહારમાં હું સંયમિત રહું છું. સત્ય મારો ખરપિયો છે, અને સંતોષ એ મારી રજા છે. (૩)

૭૯. ધૂંસરીને ધારણ કરનારો (બળદ) મારો ઉત્સાહ છે. તે યોગક્ષેમાભિમુખ (નિર્વાણાભિમુખ) જાય છે, જ્યાં જવાથી શોકરહિત થાય છે. (૪)

૮૦. આ રીતે ખેતી કરવાથી તે અમૃતફલદાયક થાય છે, આવી ખેતી કરીને (માણસ) બધાં દુઃખોમાંથી મુક્ત થાય છે. (૫)

ત્યારે કૃષિભારદ્વાજ બ્રાહ્મણે મોટા કાંસાના થાળમાં પાયસ પીરસીને તે થાળ, "ભવાન ગોતમ આ પાયસનો સ્વીકાર

કરે, ખેડૂત ભવાન, કારણકે ભવાન ગોતમ અમૃતફલ-દાયક ખેતી કરે છે," એમ કહીને ભગવાનની આગળ ધર્યો.

૮૧. (ભગવાન બોલ્યા) આ અન્નના સંબંધમાં હું ગાથા બોલ્યો. માટે આ અન્ન હું સ્વીકારી શકતો નથી. હે બ્રાહ્મણ, (તેનો સ્વીકાર કરવો) એ સમજુનો ધર્મ નથી. જે અન્ન સંબંધે ગાથા બોલાઈ તે અન્ન બુદ્ધ સ્વીકારતા નથી. હે બ્રાહ્મણ, સદાચારને માટે આ રિવાજ ઉત્તમ છે. (૬)

૮૨. કૈવલ્ય જેણે પ્રાપ્ત કર્યું છે એવા, ક્ષીણપાપ, અને શંકા જેની શાંત થઈ છે એવા મહર્ષિની તું અન્ય અન્નપાનથી સેવા કર. કારણકે પુણ્યેચ્છુને તે પુણ્યક્ષેત્ર જેવો છે. (૭)

"હે ગોતમ, એમ જો હોય તો આ પાયસ હું બીજા કોને આપું?" "હે બ્રાહ્મણ, તથાગત સિવાય અથવા તથાગતશ્રાવક સિવાય આ સદેવક, સમારક, સબ્રહ્મક લોકમાં, શ્રમણબ્રાહ્મણમાં, દેવમનુષ્યોમાં એવા કોઈને હું જોઈ નથી શકતો કે જે આ પાયસ ખાય તો તેને તે પચે. માટે હે બ્રાહ્મણ, તું આ પાયસ ખડ ન હોય એવી જગ્યાએ નાખી દે, અથવા પ્રાણી વગરના પાણીમાં નાખી દે." ત્યારે કૃષિભારદ્વાજ બ્રાહ્મણે પ્રાણી વગરના પાણીમાં તે પાયસ નાખી દીધો. તે પાયસને પાણીમાં નાખતાં ચિટી ચિટી એવો અવાજ કરવા લાગ્યો અને વરાળ નીકળવા માંડી. જેમ આખો દિવસ તપ્ત થયેલ હળનું ફળું પાણીમાં બોળીએ તો ચિટી ચિટી શબ્દ થાય છે અને વરાળ નીકળવા માંડે છે તેમ તે પાયસ ચિટી ચિટી શબ્દ કરવા લાગ્યો અને વરાળ છોડવા લાગ્યો.

એથી કૃષિભારદ્વાજ બ્રાહ્મણને સંવેગ થયો, રોમહર્ષ થયો, અને ભગવાન પાસે આવીને ભગવાનને પગે સાષ્ટાંગ નમસ્કાર કરીને ભગવાનને કહ્યું, "ધન્ય, ધન્ય, હે ગોતમ, જેમ ઊંધું વાળેલું વાસણ સવળું કરવામાં આવે, અથવા ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરવામાં આવે, માર્ગ ભૂલેલાને માર્ગ બતાવવામાં આવે અથવા તો દેખતા માણસને પદાર્થો દેખાય એ માટે અંધારામાં મશાલ સળગાવવામાં આવે તે રીતે ભવાન ગોતમે અનેક પર્યાયથી ધર્મ પ્રકાશિત કર્યો છે. તે આ હું ભવાન ગોતમને શરણે જાઉં છું, ધર્મને શરણે જાઉં છું, સંઘને શરણે જાઉં છું. ભવાન ગોતમ મને પ્રવ્રજ્યા અને ઉપસંપદા આપો." તે રીતે કૃષિભારદ્વાજ બ્રાહ્મણને ભગવાન પાસેથી પ્રવ્રજ્યા અને ઉપ-સંપદા મળી. ઉપસંપદા પછી આયુષ્માન ભારદ્વાજ એકાકી, એકાન્તવાસી, અપ્રમાદી, ઉત્સાહી અને પ્રહિતાત્મા થઈને રહેતો હતો. ત્યારે જેને માટે કુલીન મનુષ્યો સારી રીતે ઘરમાંથી નીકળીને અનાગારિક પ્રવ્રજ્યા લે છે તે અનુત્તર બ્રહ્મચર્યપર્યવ-સાન (નિર્વાણ) થોડા જ વખતમાં આ જ આયુષ્યમાં સ્વતઃ જાણીને, સાક્ષાત્ અનુભવીને અને પ્રાપ્ત કરીને રહ્યો. જન્મ ક્ષીણ થયો, બ્રહ્મચર્યનું આચરણ કર્યું, કર્તવ્ય બજાવ્યું, અને હવે પુનર્જન્મ રહ્યો નથી એ તેણે જાણ્યું, અને આયુષ્માન ભારદ્વાજ અરહન્તોમાંનો એક થયો.

## ૫

## ચુન્દસુત્ત (૫)

૮૩. વિપુલપ્રજ્ઞ, ધર્મસ્વામી, વીતતૃષ્ણ, દ્વિપદશ્રેષ્ઠ, સારથિઓમાં સર્વોત્તમ મુનિ બુદ્ધને હું પૂછું છું—એમ ચુન્દ લુહાર બોલ્યો—ઇહલોકમાં શ્રમણ કેટલા તે કહે. (૧)

૮૪. ચાર જ શ્રમણ, પાંચમો નહિ, હે ચુન્દ,—એમ ભગવાન બોલ્યા—તેં પૂછ્યું માટે તે હું તને કહું છું. માર્ગજિન, માર્ગદેશક, માર્ગજીવી અને માર્ગદૂષક આ તે ચાર છે. (૨)

૮૫. બુદ્ધ, માર્ગજિન કોને કહે છે?—એમ ચુન્દ લુહાર બોલ્યો—અતુલ માર્ગદેશક કેમ થવાય છે? માર્ગજીવી કોણ અને માર્ગદૂષક કોણ એ મને કહે. (૩)

૮૬. જે શંકાની પાર ગયેલો હોય, તૃષ્ણાશલ્યરહિત, નિર્વાણાભિરત, નિર્લોભી અને સદેવક જગતનો નેતા, તેને બુદ્ધ માર્ગજિન કહે છે. (૪)

૮૭. પરમ (જે નિર્વાણ તે) પરમત્વથી જાણીને જે ધર્મોપદેશ કરે છે, ધર્મનું વિવેચન કરે છે તે શંકા દૂર

કરનાર તૃષ્ણારહિત મુનિને બીજો (એટલે) માર્ગદેશક ભિક્ષુ કહે છે. (૫)

૮૮. ઉત્તમ રીતે ઉપદિષ્ટ ધર્મમાર્ગમાં જે સંયમી, સ્મૃતિમાન, અનવદ્ય પદાર્થોનું સેવન કરનારો થઇને વર્તે છે તેને ત્રીજો—માર્ગજીવી ભિક્ષુ કહે છે. (૬)

૮૯. સાધુઓનો વેશ લઇને (સંઘમાં) ઘૂસનારો, કુટુંબોની અપકીર્તિનો ફેલાવો કરનારો, ધૃષ્ટ, માયાવી, અસંયત, પોલો (ઢોંગી) હોવા છતાં સાધુની જેમ વર્તનારો તે માર્ગદૂષક છે. (૭)

૯૦. જે વિદ્વાન, સપ્રજ્ઞ ગૃહસ્થ આર્યશ્રાવક આ (શ્રમણ) જાણે છે તે બધા જ સરખા નથી એમ જાણીને અને એ જોઈને પોતાની શ્રદ્ધા ઓછી કરતો નથી. કારણ દુષ્ટ અને અદુષ્ટ, શુદ્ધ અને અશુદ્ધ એ બધા સરખા જ છે એમ તે કેમ સમજે ? (૮)

## ૬

## પરાભવસુત્ત (૬)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેત-વનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં રાત પૂરી થવા આવી ત્યારે એક અત્યંત સુંદર દેવ સર્વ જેતવનને પ્રકાશિત કરીને ભગવાન જ્યાં હતા ત્યાં આવ્યો. ત્યાં આવીને આવીને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ ઊભો રહ્યો. એક બાજુએ ઊભા રહીને નીચેની ગાથાથી તેણે ભગવાન-ને પૂછ્યું:

૯૧. અમે ભગવાન પાસે પૂછવા આવીને પરાભવ પામ-નારો પુરુષ કોણ એ પૂછીએ છીએ. પરાભવનું કારણ શું? (૧)

૯૨. (ભગવાન—) વૃદ્ધિગત થનારો પુરુષ તરત જાણી શકાય છે; પરાભવ પામનારો પણ સહેજે જાણી શકાય છે. વૃદ્ધિગત થનારો ધર્મપરાયણ હોય છે; પરાભવ પામનારો ધર્મનો દ્વેષ કરે છે. (૨)

૯૩. (દેવતા—) આ પહેલો પરાભવ સમજાયો. હે ભગવન્, બીજું પરાભવનું કારણ કયું તે કહો. (૩)

૯૪. તેને ખલ (લોકો) ગમે છે, સજ્જનો માટે પ્રેમ નથી હોતો, અને ખલનો ધર્મ તેને ગમે છે. આ પરાભવનું કારણ છે. (૪)

૯૫. આ બીજો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું ત્રીજું કારણ શું તે કહો. (૫)

૯૬. નિદ્રાવશ, સભાપ્રિય, પ્રયત્ન ન કરનારો, આળસુ અને ક્રોધાવિષ્ટ જે માણસ તે (તેના) પરાભવનું કારણ છે. (૬)

૯૭. આ ત્રીજો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું ચોથું કારણ કયું તે કહો. (૭)

૯૮. જે સમર્થ હોવા છતાં વયાતીત વૃદ્ધ માબાપની સંભાળ નથી લેતો તે (તેના) પરાભવનું કારણ છે. (૮)

૯૯. આ ચોથો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું પાંચમું કારણ કહો. (૯)

૧૦૦. જે બ્રાહ્મણને, શ્રમણને અથવા બીજા કોઇ ગરીબ માણસને ખોટું બોલીને ઠગે છે તે (તેના) પરાભવનું પાંચમું કારણ છે. (૧૦)

૧૦૧. આ પાંચમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું છઠું કારણ કયું તે કહો. (૧૧)

૧૦૨. પુષ્કળ સંપત્તિ, ધન અને અન્ન વાળો માણસ સ્વાદુ પદાર્થ એકલો જ ખાય છે તે (તેના) પરાભવનું કારણ છે. (૧૨)

૧૦૩. આ છઠ્ઠો પરાભવ અમને સમજાયો. ભગવન્,

સાતમું પરાભવનું કારણુ કયું તે કહો. (૧૩)

૧૦૪. કુળના, ધનના અને ગોત્રના ગર્વથી ફુલાઇ જઈને જે પુરુષ પોતાનાં આપ્તજનોની અવહેલના કરે છે તે (તેના) પરાભવનું કારણુ છે. (૧૪)

૧૦૫. આ સાતમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું આઠમું કારણુ કયું તે કહો. (૧૫)

૧૦૬. સ્ત્રીવ્યસની, દારૂડિયો અને જુગારી બનીને જે માણુસ જેટલું જેટલું મળે તે બધું ખોઈ નાખે છે તે (તેના) પરાભવનું કારણુ છે. (૧૬)

૧૦૭. આ આઠમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું નવમું કારણુ કયું તે કહો. (૧૭)

૧૦૮. સ્વસ્ત્રીથી સંતોષ ન માનતાં જે વેશ્યાગમન અને પરદારગમન કરે છે તે (તેના) પરાભવનું કારણુ છે. (૧૮)

૧૦૯. આ નવમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું દસમું કારણુ કયું તે કહો. (૧૯)

૧૧૦. વયાતીત પુરુષ તરુણુ સ્ત્રીની સાથે લગ્ન કરે છે અને તેની ઈર્ષાથી સૂતો નથી તે ( તેના ) પરાભવનું કારણુ છે. (૨૦)

૧૧૧. આ દસમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું અગિયારમું કારણુ કયું તે કહો. (૨૧)

૧૧૨. વ્યસની અને ઉડાઉ સ્ત્રીને અથવા એવા જ પુરુષને જે અધિકાર ઉપર નીમે છે તે (તેના) પરાભવનું કારણુ છે.(૨૨)

૧૧૩. આ અગિયારમો પરાભવ અમને સમજાયો. ભગવન્, પરાભવનું બારમું કારણુ કયું તે કહો. (૨૩)

૧૧૪. ક્ષત્રિય કુળમાં જન્મેલો ગરીબ પણ ઘણી હોંશવાળો માણસ રાજ્ય મેળવવાની ઇચ્છા રાખે તે (તેના) પરાભવનું કારણ છે. (૨૪)

૧૧૫. ડાહ્યો તત્ત્વજ્ઞાનસંપન્ન આર્ય આ પરાભવ બરાબર સમજીને કલ્યાણપ્રદ લોકમાં જાય છે. (૨૫)

૭

## વસલસુત્ત (૭)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે સવારના પહોરમાં ભગવાન ચીવર પરિધાન કરીને અને પાત્રચીવર લઇને શ્રાવસ્તીમાં ભિક્ષાટનાર્થે ગયા. તે સમયે આગ્નિક ભારદ્વાજ બ્રાહ્મણને ઘેર અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો અને આહુતિ અપાતી હતી. તે સમયે શ્રાવસ્તીમાં ભિક્ષા માટે ક્રમશઃ ઘેરઘેર ફરતાં ભગવાન આગ્નિક ભારદ્વાજ બ્રાહ્મણના ઘર પાસે આવ્યા. આગ્નિક ભારદ્વાજ બ્રાહ્મણે ભગવાનને દૂરથી જ જોયા અને જોઈને ભગવાનને કહ્યું, "હે મુંડક, હે શ્રમણક, હે વૃષલક, ત્યાં જ ઊભો રહે." આમ બોલ્યા પછી ભગવાને આગ્નિક ભારદ્વાજ બ્રાહ્મણને કહ્યું, "હે બ્રાહ્મણ, વૃષલ કોણ અને વૃષલના ગુણ કયા એ તું જાણે છે?" "હે ગોતમ, વૃષલ કોણ અને વૃષલના ગુણ શા એ હું જાણતો નથી. ભવાન ગોતમ મને એવો ઉપદેશ આપે કે જેથી વૃષલ કોણ ને

વૃષલના ગુણ કયા તે હું જાણી શકું.” “એમ હોય તો, હે બ્રાહ્મણ, સાંભળ અને લક્ષમાં રાખ. આ હું તને કહું છું.” આગ્નિક ભારદ્વાજે ભગવાનને જવાબ આપ્યો, “વારુ.” ભગવાન બોલ્યા:

૧૧૬. ક્રોધી, વેર વાળવાની વૃત્તિ ધરાવનારા, પાપી, ગુણી જનને દોષ દેનાર, મિથ્યાદૃષ્ટિ અને માયાવી માણસને વૃષલ જાણવો. (૧)

૧૧૭. જે જરાયુજ અથવા અંડજ પ્રાણીઓનો વધ કરે છે, જેને પ્રાણીઓ ઉપર દયા નથી તેને વૃષલ જાણવો. (૨)

૧૧૮. જે ગામો અને શહેરો લૂંટે છે, ઉજ્જડ કરે છે, જેને લૂંટારુ તરીકે ઓળખવામાં આવે છે તેને વૃષલ જાણવો.(૩)

૧૧૯. ગામમાં કે જંગલમાં જે બીજાની માલિકીની વસ્તુઓ ચોરે છે તેને વૃષલ ગણવો. (૪)

૧૨૦. જે કરજ કાઢીને, તે પાછું માગવામાં આવતાં ‘તારું કરજ હું આપતો જ નથી’ એમ કહીને છટકી જાય છે તેને વૃષલ ગણવો. (૫)

૧૨૧. જે કોઈ પણ પદાર્થની ઇચ્છાથી ધાડપાડુનો ધંધો કરીને બીજાને લૂંટે છે તેને વૃષલ ગણવો. (૬)

૧૨૨. જે પોતા માટે, બીજાને માટે અથવા પૈસા માટે ખોટી જુબાની આપે છે તેને વૃષલ ગણવો. (૭)

૧૨૩. જે જબરદસ્તીથી અથવા પ્રેમથી પોતાના ઇષ્ટ-મિત્રોની સ્ત્રીઓની સાથે વ્યભિચાર કરે છે તેને વૃષલ ગણવો. (૮)

૧૨૪. જે સમર્થ હોવા છતાં પોતાનાં વયોવૃદ્ધ માબાપનું પાલનપોષણ કરતો નથી તેને વૃષલ ગણવો. (૯)

૧૨૫. મા, બાપ, ભાઈ, બહેન અથવા સાસુને જે મારે છે અથવા વાણીથી ચીડવે છે તેને વૃષલ ગણવો. (૧૦)

૧૨૬. ફાયદાનો ઉપાય પૂછતાં જે હાનિકારક ઉપાય બતાવે છે અથવા સંદિગ્ધ બોલે છે તેને વૃષલ ગણવો. (૧૧)

૧૨૭. જે પાપકર્મ આચરીને લોકો તે ન જાણે એવી ઇચ્છા ધરાવે છે, જેનાં કૃત્યો ગુપ્ત રીતે ચાલ્યાં કરે છે તેને વૃષલ ગણવો. (૧૨)

૧૨૮. જે બીજાને ઘેર જઈને મહેમાનગીરી સ્વીકારે છે, પણ તે જો પોતાને ત્યાં આવે તો તેનો આદરસત્કાર કરતો નથી તેને વૃષલ ગણવો. (૧૩)

૧૨૯. જે બ્રાહ્મણને, શ્રમણને કે બીજા કોઈ ગરીબ માણસને જૂઠું બોલીને ઠગે છે તેને વૃષલ ગણવો. (૧૪)

૧૩૦. બપોરે જમવાને વખતે બારણે આવેલા ભિક્ષુ ઉપર કે શ્રમણ ઉપર જે કોપ કરે છે અને કંઈ આપતો નથી તેને વૃષલ ગણવો. (૧૫)

૧૩૧. મોહથી ઘેરાયેલો જે થોડાઘણા લાભ માટે ગમે તેવી વાતો કહે છે તેને વૃષલ ગણવો. (૧૬)

૧૩૨. જે અહંમન્યતાથી પતિત થઇને આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે તેને વૃષલ ગણવો. (૧૭)

૧૩૩. જે બીજા ઉપર ક્રોધ કરનારો, કૃપણ, અસદિચ્છ, મત્સરી, શઠ, નિર્લજ્જ, અને લોકાપવાદભયવિરહિત હોય તેને વૃષલ ગણવો. (૧૮)

૧૩૪. જે બુદ્ધને, તેના શ્રાવકને અથવા બીજા પરિવ્રાજકો-ને કે ગૃહસ્થોને ગાળો ભાંડે છે તેને વૃષલ ગણવો. (૧૯)

૧૩૫. જે અરહન્ત ન હોવા છતાં પોતાને અરહન્ત કહે-વરાવે છે તે સર્વ જગતમાં ચોર છે, તે વૃષલાધમ છે. આ વૃષલો છે એ મેં બતાવ્યું છે (૨૦)

૧૩૬. જન્મથી વૃષલ થતો નથી, અને જન્મથી બ્રાહ્મણ થતો નથી. કર્મથી વૃષલ થાય છે, અને કર્મથી બ્રાહ્મણ થાય છે. (૨૧)

૧૩૭. આનું હું એક ઉદાહરણ આપું; તેનાથી પણ આ વાત સમજાય એમ છે. કૂતરાનું માંસ ખાનાર ચાંડાલપુત્ર માતંગ પ્રસિદ્ધ થઈ ગયો. (૨૨)

૧૩૮. તે માતંગને અત્યંત શ્રેષ્ઠ અને દુર્લભ યશ મળ્યો. તેની સેવામાં ઘણા ક્ષત્રિયો અને બ્રાહ્મણો હાજર રહેતા. (૨૩)

૧૩૯. નિષ્પાપ અને શ્રેષ્ઠપથવર્તી દેવયાનમાં બેસીને અને વિષયવાસનાનો ક્ષય કરીને તે બ્રહ્મલોકમાં ગયો. બ્રહ્મલોકમાં જન્મ લેવામાં તેને તેની જાત આડે આવી નહિ. (૨૪)

૧૪૦. સ્વાધ્યાયસંપન્ન કુળમાં ઉત્પન્ન થયેલા વૈદિક બ્રાહ્મણો ઘણીવાર પાપકર્મો આચરતા જોવામાં આવે છે. (૨૫)

૧૪૧. તે ઇહલોકમાં નિંદાપાત્ર થાય છે અને પરલોકમાં દુર્ગતિ પામે છે. તેમની જાત તેમનું દુર્ગતિમાંથી કે નિંદામાંથી રક્ષણ કરી શકતી નથી. (૨૬)

૧૪૨. (માટે) જન્મથી વૃષલ થતો નથી, અને જન્મથી બ્રાહ્મણ થતો નથી. કર્મથી વૃષલ થાય છે, અને કર્મથી બ્રાહ્મણ થાય છે. (૨૭)

આ પછી આગ્નિક ભારદ્વાજે ભગવાનને કહ્યું, " ધન્ય, ધન્ય, હે ગોતમ...વગેરે. ભિક્ષુસંઘને શરણે જાઉં છું. ત્યાંસુધી ...આજથી આમરણ શરણે ગયેલો હું ઉપાસક છું એમ ભવાન ગોતમે જાણવું. "

## ૮

## મેત્તસુત્ત (૮)

૧૪૩. શાંતપદનું જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનાર આત્મહિતદક્ષ માણસનું કર્તવ્ય આ છે કે (તેણે) સહનશીલ, સરળમાં સરળ, મધુભાષી, મૃદુ અને નિર્ગર્વી થવું. (૧)

૧૪૪. અને (તેણે) સંતુષ્ટ, પોષણ માટે સુલભ, ખટપટ ન કરનાર, સાદાઈથી રહેનાર, શાંતેંદ્રિય, હોશિયાર, અધૃષ્ટ, અને કુટુંબ માટે વધારે લોભ ન ધરાવનાર થવું. (૨)

૧૪૫. જેનાથી સુજ્ઞ લોકો આપણને દોષ દે એવું ક્ષુદ્ર આચરણ ન કરવું. બધાં પ્રાણીઓ સુખી, ક્ષેમી અને આનંદિત થાઓ. (એવી ભાવના કરવી.) (૩)

૧૪૬. જે કોઈ ચર કે સ્થાવર, લાંબાં કે મોટાં, હ્રસ્વ, અણુક અને સ્થૂળ તે બધાં પ્રાણી, (૪)

૧૪૭. દેખાતાં અને ન દેખાતાં, અને જે દૂર તથા પાસે રહે છે, ઉત્પન્ન થયેલાં અથવા ઉત્પન્ન થનારાં તે બધાં પ્રાણીઓ આનંદિત થાઓ. (૫)

૧૪૮. (તેઓ) એકબીજાને ન છેતરો, કોઈ જગ્યાએ એકબીજાની અવજ્ઞા ન કરો, ખિજાઈને કે દ્વેષબુદ્ધિથી એક-બીજાને દુઃખ દેવાની ઇચ્છા ન રાખો. (૬)

૧૪૯. માતા જેમ પોતાના એકના એક પુત્રને પોતાનું આયુષ્ય ખર્ચીને પણ પાળે છે તે જ રીતે બધાં પ્રાણીઓ પ્રત્યે અમર્યાદ પ્રેમ રાખવો. (૭)

૧૫૦. અને સર્વ પ્રાણીઓ પ્રત્યે ઉપર, નીચે અને ચારે બાજુ અસંબાધ, અવૈર અને અસપત્ન મૈત્રીની અમર્યાદ ભાવના વધારવી. (૮)

૧૫૧. ઊભા હોઈએ ત્યારે, ચાલતાં, બેસતાં, અથવા પથારીમાં સૂતાં, જ્યાં સુધી ઊંઘ ન આવી હોય ત્યાં સુધી આ મૈત્રીભાવનાની (સ્મૃતિ) કાયમ રાખવી. આને જ ઇહલોકમાં બ્રાહ્મજીવન કહે છે. (૯)

૧૫૨. અને સમ્યગ્ દૃષ્ટિનો યથાર્થ રીતે અંગીકાર કરીને શીલવાન અને જ્ઞાનસંપન્ન થઇને અને વિષયોની આસક્તિ છોડી દઈને જરૂર તે ફરીવાર ગર્ભવાસમાં આવતો નથી. (૧૦)

૯

## હેમવતસુત્ત (૯)

૧૫૩. આજે પૂનમનો ઉપોસથ,—એમ સાતાગિર યક્ષ બોલ્યો—રાત દિવ્ય છે, ચાલ આપણે નામાંકિત ગુરુ ગોતમને મળીએ. (૧)

૧૫૪. તેનું મન—એમ હેમવત યક્ષ બોલ્યો—સર્વ પ્રાણીઓ વિષે સુસ્થિર છે? ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુઓના સંકલ્પ તેના તાબામાં છે? (૨)

૧૫૫. તેનું મન—સાતાગિર યક્ષ બોલ્યો—બધાં પ્રાણીઓ વિષે સુસ્થિર છે, અને ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુઓના સંકલ્પ તેના તાબામાં છે. (૩)

૧૫૬. તે ચોરી કરતો નથીને?—એમ હેમવત યક્ષ બોલ્યો પ્રાણઘાત કરતો નથીને? પ્રમાદથી દૂર રહે છેને? ધ્યાનસમાધિમાં દક્ષ છેને? (૪)

૧૫૭. તે ચોરી કરતો નથી,—સાતાગિર યક્ષ બોલ્યો—પ્રાણઘાત કરતો નથી, પ્રમાદથી દૂર રહે છે અને તે શુદ્ધ ધ્યાન-સમાધિમાં દક્ષ છે. (૫)

૧૫૮. તે ખોટું બોલતો નથીને ?—એમ હેમવત યક્ષ બોલ્યો—કઠોર વચન બોલતો નથીને ? ચાડી ખાતો નથીને ? બબડાટ કરતો નથીને ? (૬)

૧૫૯. તે ખોટું બોલતો નથી—સાતાગિર યક્ષ બોલ્યો—કઠોર વચન બોલતો નથી, ચાડી ખાતો નથી, અને તે પ્રજ્ઞાથી અર્થપૂર્ણ ભાષણ કરે છે. (૭)

૧૬૦. તે વિષયોમાં આસક્ત થતો નથીને ?—એમ હેમવત યક્ષ બોલ્યો—તેનું ચિત્ત શાંત છે ? તે મોહની પાર ગયો છે ? પદાર્થોનું સ્વરૂપ જોવામાં તે દેખતો છે કે ? (૮)

૧૬૧. તે વિષયોમાં આસક્ત નથી—એમ સાતાગિર યક્ષ બોલ્યો—અને તેનું ચિત્ત શાંત છે, તે સર્વ મોહની પાર ગયો છે. તે બુદ્ધ પદાર્થોનું સ્વરૂપ જોવામાં દેખતો છે. (૯)

૧૬૨. તે પ્રજ્ઞાસંપન્ન છે ખરો ?—એમ હેમવત યક્ષ બોલ્યો—અને તેનું આચરણ શુદ્ધ છે ખરું ? તેના આસ્રવો ક્ષીણ થયા છે ખરા ? તેને પુનર્જન્મ નથીને ? (૧૦)

૧૬૩. તે પ્રજ્ઞાસંપન્ન છે—સાતાગિર યક્ષ બોલ્યો—અને તેનું આચરણ શુદ્ધ છે, તેના બધા આસ્રવો ક્ષીણ થયા છે, અને તેને પુનર્જન્મ નથી. (૧ )

૧૬૩ (अ). (હેમવત—) તે મુનિનું માનસ શારીરિક અને વાચસિક સત્કર્મોથી સંપન્ન છે. વિદ્યાસંપન્ન એવા તેની તું ધર્માનુસાર જ પ્રશંસા કરે છે. (૧૧ अ)

૧૬૩ आ. (સાતાગિર—) તે મુનિનું માનસ શારીરિક અને વાચસિક સત્કર્મોથી સંપન્ન છે. વિદ્યાચરણસંપન્ન એવા તેનું તું ધર્માનુસાર જ અભિનંદન કરે છે. (૧૧ आ)

૧૬૪. તે મુનિનું માનસ શારીરિક અને વાચસિક સત્કર્મોથી સંપન્ન છે. ચાલ આપણે તે વિદ્યાચરણસંપન્ન ગૌતમને મળીએ. (૧૨)

૧૬૫. (હેમવત—) મૃગના સાથળના જેવા જેના સાથળ છે, જે કૃશ, ધૈર્યવાન, મિતાહારી, અલોલુપ, એકાન્તમાં ધ્યાન કરનારો મુનિ (છે). ચાલ, તેને આપણે મળીએ. (૧૩)

૧૬૬. સિંહની જેમ એકાકી રહેનાર અને કામસુખમાં નિરપેક્ષ એવા તે નાગની પાસે જઈને મૃત્યુપાશથી મોક્ષ કયો એ પૂછીએ. (૧૪)

૧૬૭. આખ્યાતા, પ્રવક્તા, સર્વ ધર્મોની પાર પહોંચેલા, વૈર અને ભયને ઓળંગી ગયેલા એવા બુદ્ધને અમે પૂછીએ છીએ: (૧૫)

૧૬૮. શાનાથી લોક ઉત્પન્ન થાય છે?—એમ હેમવત યક્ષ બોલ્યો—શામાં તે મમત્વ રાખે છે? તેને લોક કેમ કહે છે? અને તે વિઘાત કેમ પામે છે? (૧૬)

૧૬૯. (આ) છથી લોક ઉત્પન્ન થાય છે. હે હેમવત,—એમ ભગવાન બોલ્યા—આ છમાં તે મમત્વ ધરાવે છે. આ છને લીધે તેને લોક કહે છે, અને આ છથી જ તે વિઘાત પામે છે. (૧૭)

૧૭૦. એવું કયું ઉપાદાન છે કે જેનાથી લોક વિઘાત

---

૧૬૬. નાગ એટલે હાથી, અથવા જેનામાં પાપ નથી એવો (न आगस् यस्य सः)

૧૬૯. છને લીધે એટલે પંચેન્દ્રિયો અને મન એ છથી. આ છને આધ્યાત્મિક આયતનો કહેવામાં આવે છે.

પામે છે ? તેનાથી મુક્ત કેમ થવાય છે? એમ અમે પૂછીએ છીએ-દુઃખમાંથી (પ્રાણી) મુક્ત કેમ થાય છે તે તું કહે. (૧૮)

૧૭૧. (ભગવાન—) ઇહલોકમાં પંચેન્દ્રિયો અને મનના વિષયોમાંની આસક્તિનો ત્યાગ કરવાથી દુઃખમાંથી (પ્રાણી) મુક્ત થાય છે. (૧૯)

૧૭૨. લોકમાંથી છૂટવાનો આ યથાર્થ માર્ગ બતાવ્યો છે, અને એ જ હું તમને કહું છું; આનાથી જ (પ્રાણી) દુઃખમાંથી મુક્ત થાય છે. (૨૦)

૧૭૩. (હેમવત—) ઇહલોકમાં પ્રવાહ કોણ તરે છે ? સાગર કોણ તરે છે ? જેમાં ઠામ નથી અને પકડવા માટે કંઈ નથી એવા આ ગંભીર સાગરમાં કોણ નથી ડૂબતો ! (૨૧)

૧૭૪. (ભગવાન—) હમેશ શીલસંપન્ન, પ્રજ્ઞાવાન, સમાધિ-સંપન્ન, અધ્યાત્મચિંતન કરનારો અને જાગૃત માણસ દુસ્તર ઓઘ તરી જાય છે. (૨૨)

૧૭૫. વિષયોની કલ્પનામાંથી ઉપરત, સર્વ સંયોજનોની પાર ગયેલો, અને જેનાં તૃષ્ણા તથા ભવબંધનો ક્ષીણ થયાં છે એવો મનુષ્ય આ ગંભીર સાગરમાં ડૂબતો નથી. (૨૩)

૧૭૬. (હેમવત—) ગંભીરપ્રજ્ઞ, સૂક્ષ્માર્થદર્શી, નિઃસ્પૃહ, કામભવમાં અનાસક્ત એવા, સર્વથૈવ વિમુક્ત, દિવ્યપથમાં ચાલનારા તે મહર્ષિને જુઓ ! (૨૪)

૧૭૭. નામાંકિત, સૂક્ષ્માર્થદર્શી, પ્રજ્ઞાદાયક, કામાલયમાં અનાસક્ત, સર્વજ્ઞ અને સુમેધ એવા આર્યપથમાં ચાલનારા તે મહર્ષિને જુઓ ! (૨૫)

૧૭૮. આજ અમને સારું દર્શન થયું, અમારું પ્રભાત સારું

થયું, અમારું ઉત્થાન સારું થયું; કારણકે અમે આજે ઓઘતીર્ણ, અનાસ્રવ અને સંબુદ્ધને જોયા. (૨૬)

૧૭૯. આ ઋદ્ધિમન્ત અને યશસ્વી એક હજાર યક્ષો બધા તને શરણે જાય છે. તું અમારો અનુત્તર શાસ્તા બન. (૨૭)

૧૮૦. તે અમે સંબુદ્ધને અને ધર્મની સુધર્મતાને નમસ્કાર કરતા ગામેગામ ને પહાડેપહાડ ફરતા રહીશું ! (૨૮)

## ૧૦

## આળવકસુત્ત (૧૦)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન આળવીમાં આળવક યક્ષના મંદિરમાં રહેતા હતા. તે વખતે આળવક યક્ષ ભગવાન પાસે આવીને બોલ્યો, "શ્રમણ, બહાર નીકળ." "ઠીક, આયુષ્મન," એમ કહી ભગવાન બહાર નીકળ્યા. "શ્રમણ, અંદર આવ." ઠીક, આયુષ્મન," એમ કહીને ભગવાન અંદર ગયા. બીજીવાર પણ આળવક યક્ષે ભગવાનને કહ્યું, "શ્રમણ, બહાર નીકળ." "ઠીક, આયુષ્મન," એમ કહીને ભગવાન બહાર નીકળ્યા. "શ્રમણ, અંદર આવ." 'ઠીક, આયુષ્મન" એમ કહીને ભગવાન અંદર ગયા. ત્રીજીવાર પણ આળવક યક્ષે ભગવાનને કહ્યું, "શ્રમણ, બહાર નીકળ." "ઠીક, આયુષ્મન," એમ કહીને ભગવાન બહાર નીકળ્યા. "શ્રમણ, અંદર આવ." "ઠીક આયુષ્મન," એમ કહી ભગવાન અંદર ગયા. ચોથીવાર પણ આળવક યક્ષે ભગવાનને કહ્યું, "શ્રમણ, બહાર નીકળ." "આયુષ્મન, હું હવે બહાર નીકળવાનો નથી. તારે જે

કંઈ કરવું હોય તે કર.'' "હે શ્રમણ, હું તને પ્રશ્ન પૂછું છું, તેનો જો તું બરાબર જવાબ નહિ આપે તો હું તને ગાંડો બનાવીશ, અથવા તારું હૃદય ફાડી નાખીશ, અથવા તને પગે ઝાલીને ગંગાની સામે પાર ફેંકી દઈશ.'' "આયુષ્મન, આ સદેવક સમારક સબ્રહ્મ લોકમાં, શ્રમણબ્રાહ્મણોમાં કે દેવમનુષ્યોમાં એવો કોઈ હું જોઈ નથી શકતો કે જે મને ગાંડો બનાવે, અથવા મારું હૃદય ફાડી નાખે, અથવા મને પગે ઝાલીને ગંગાની સામે પાર ફેંકી દે. તોપણ હે આયુષ્મન, તારી ઇચ્છા મુજબ પ્રશ્ન પૂછ.'' એટલે આળવક યક્ષે ભગવાનને ગાથામાં કહ્યું :

૧૮૧. ઇહલોકમાં મનુષ્યનું મોટું ધન કયું? શું સંપાદન કરવાથી સુખકારક થાય છે? સ્વાદુ પદાર્થોમાં ઉત્તમ પદાર્થ કયો? કઈ રીતે વર્તવાથી તેના જીવનને શ્રેષ્ઠ જીવન માને છે? (૧)

૧૮૨. (ભગવાન—) ઇહલોકમાં મનુષ્યનું મોટું ધન શ્રદ્ધા છે. સદ્ધર્મ સંપાદન કરવાથી સુખકારક થાય છે. સત્ય એ સ્વાદુતમ પદાર્થ છે. પ્રજ્ઞાપૂર્વક વર્તનારાનું જીવન શ્રેષ્ઠ જીવન મનાય છે. (૨)

૧૮૩. (પ્રાણી) ઓઘ કઈ રીતે તરે છે? અર્ણવ કઈ રીતે તરે છે? દુઃખની પાર કેમ જાય છે? પરિશુદ્ધ કેમ થાય છે? (૩)

૧૮૪. (પ્રાણી) શ્રદ્ધાથી ઓઘ તરે છે, સાવધાનતાથી અર્ણવ તરે છે, ઉત્સાહથી દુઃખની પાર જાય છે, પ્રજ્ઞાથી પરિશુદ્ધ થાય છે. (૪)

૧૮૫. (પ્રાણી) પ્રજ્ઞા કેમ મેળવે છે? ધન કેમ મેળવે છે? કીર્તિ કેમ સંપાદન કરે છે? મિત્રો કેમ મેળવે છે? ઇહલોકમાંથી પરલોકમાં જઈને શાનાથી શોક નથી કરતો? (૧૫)

૧૮૬. અરહંતોની નિર્વાણપ્રાપ્તિના ધર્મ ઉપર શ્રદ્ધા રાખીને સાવધાન અને હોશિયાર માણુસ શુશ્રૂષાથી પ્રજ્ઞા મેળવે છે. (૬)

૧૮૭. યોગ્ય મહેનત કરનાર, ધુરાને વહન કરનાર, અને ઉત્થાનશીલ મનુષ્ય ધન મેળવે છે, સત્યથી કીર્તિ સંપાદન કરે છે, દાનથી મિત્ર મેળવે છે. (૭)

૧૮૮. જે શ્રદ્ધાળુ ગૃહસ્થમાં સત્ય, ધર્મ, ધૃતિ અને ત્યાગ એ ચાર ગુણો છે તે પરલોકમાં શોક કરતો નથી, તે ઇહલોકમાંથી પરલોકમાં જઈને શોક કરતો નથી. (૮)

૧૮૯. સત્ય, દમ, ત્યાગ અને ક્ષાંતિ, એ સિવાય શ્રેષ્ઠ ઇહલોકમાં બીજું કંઈ છે કે કેમ, એ તારી મરજી હોય તો જુદાજુદા શ્રમણબ્રાહ્મણોને પૂછ. (૯)

૧૯૦. (આળવક—) હવે હું જુદાજુદા શ્રમણબ્રાહ્મણોને કેમ પૂછું? કારણકે આજે મને પારલૌકિક લાભ સમજાયો. (૧૦)

૧૯૧. ખરેખર મારા લાભ માટે જ બુદ્ધ આળવીમાં આવ્યા. હવે આજે કોને દાન દેવાથી લાભદાયક થાય એ મેં જાણ્યું. (૧૧)

૧૯૨. તે હું સંબુદ્ધને અને ધર્મની સુધર્મતાને નમસ્કાર કરતો ગામેગામ અને શહેરેશહેર ફરતો રહીશ. (૧૨)

ત્યારપછી આળવક યક્ષે ભગવાનને કહ્યું, "ધન્ય, ધન્ય, હે ગોતમ...વગેરે. આજથી આમરણ શરણે ગયેલો હું ઉપાસક છું એમ ભવાન ગોતમે સમજવું."

## ૧૧

## વિજયસુત્ત (૧૧)

૧૯૩. ચાલતાં, ઊભા રહેતાં, બેઠો હોય ત્યારે અથવા બિછાનામાં પડ્યો હોય ત્યારે આ દેહ સંકોચે છે અથવા ફેલાવે છે. આ શરીરની ગતિ. (૧)

૧૯૪. હાડકાં અને સ્નાયુ ઉપર ઊભો કરેલો અને માંસ અને ત્વચાથી વીંટાયેલો આ દેહ છવિથી આચ્છાદેલો હોવાથી યથાર્થ રીતે દેખાતો નથી. (૨)

૧૯૫–૧૯૬. આંતરડાંથી, કોઠામાંના પદાર્થોથી, યકૃત્–પિંડોથી, મૂત્રાશયથી, હૃદયથી, ફેફસાંથી, વૃક્કથી, પ્લીહાથી, શેડાંથી, થૂંકથી, પરસેવાથી, મેદથી, રક્તથી, રસીથી, પિત્તથી અને વસાથી આ દેહ ભરેલો છે. (૩–૪)

૧૯૭. અને આનાં નવ દ્વારમાંથી સતત અશુચિ પદાર્થો નીકળ્યા કરે છે. આંખમાંથી આંખનો મેલ, કાનમાંથી કાનનો મેલ, (૫)

૧૯૮. અને નાકમાંથી શેડાં નીકળે છે, અને મોઢામાંથી

કોઈવાર ઓકે છે; પિત્ત અને કફ ઓકે છે. શરીરમાંથી પરસેવો નીકળે છે. (૬)

૧૯૯. અને આનું પોલું માથું મગજથી ભરેલું છે. અવિદ્યાથી આવૃત મૂર્ખ માણસ આ દેહને સુંદર માને છે. (૭)

૨૦૦. અને જ્યારે આ દેહ મૃત થઈને ફૂલી ગયેલો, નીલરંગી બનેલો સ્મશાનમાં નાખેલો પડી રહે છે ત્યારે સગાંવહાલાં તેની ઉપેક્ષા કરે છે. (૮)

૨૦૧. તેને કૂતરાં, શિયાળ, વરુ અને કીડા ખાય છે; કાગડા અને ગીધ ખાય છે; અથવા એવી જાતનાં બીજાં પ્રાણીઓ ખાય છે. (૯)

૨૦૨. બુદ્ધોપદેશ સાંભળીને જ્ઞાનવાન ભિક્ષુ આવા આ દેહને જાણે છે, કારણકે તે યથાર્થપણે જુએ છે. (૧૦)

૨૦૩. જેવું આ (મારું શરીર) તેવું તે (મૃત શરીર), જેવું તે તેવું આ (એમ જાણીને) આપણા અને પારકાના શરીરનો મોહ છોડવો. (૧૧)

૨૦૪. સ્નેહલોભથી વિરત થયેલો તે જ્ઞાનવાન ભિક્ષુ અમૃતશાંતિરૂપ અઢળ નિર્વાણપદ પામે છે. (૧૨)

૨૦૫. આ બે પગવાળો, અશુચિ, દુર્ગંધવાળો અને અનેક ગંધાતા પદાર્થોથી ભરેલો અને ઝરતો દેહ જેમતેમ કરીને સાફસૂફ કરીને જિવાડવામાં આવે છે. (૧૩)

૨૦૬. આવા દેહથી જે ગર્વિષ્ઠ થવાનું યોગ્ય માને અથવા તો બીજાની અવહેલના કરે તેનું કારણ જ્ઞાનાંધત્વ સિવાય બીજું શું હોઈ શકે? (૧૪)

# ૧૨

## મુનિસુત્ત (૧૨)

૨૦૭. સ્નેહમાંથી ભય ઉત્પન્ન થાય છે અને ઘરમાંથી મેલ ઉત્પન્ન થાય છે; માટે અનાગાર અને નિઃસ્નેહતા એ જ મુનિનું તત્ત્વજ્ઞાન છે. (૧)

૨૦૮. જે ઉદ્ભવેલા મનોદોષનો ઉચ્છેદ કરીને તેને ફરી વધવા નથી દેતો અને કોઈ રીતે ઉત્તેજન આપતો નથી, એવા એકાકી રહેનારાને મુનિ કહે છે; તે મહર્ષિએ શાંતિપદ જોયું. (૨)

૨૦૯. પદાર્થ જાણીને અને તેમનાં બીજોનો ત્યાગ કરીને જે તેને સ્નેહ (ભીનાશ) આપતો નથી તે ખરેખર જન્મક્ષયાન્તદર્શી મુનિ છે. તે તર્ક છોડી દઈને ફરી નામાભિધાન (જન્મ) પામતો નથી. (૩)

૨૧૦. જે બધા અભિનિવેશ જાણે છે, અને તે પૈકી એકેની ઇચ્છા રાખતો નથી તે વીતતૃષ્ણ નિર્લોભી મુનિ અસ્થિર થતો નથી; કારણ તે પાર જાય છે. (૪)

૨૧૧. જે બધું જીતનાર, બધું જાણનાર, સુબુદ્ધિ, બધા પદાર્થોથી અલિપ્ત રહેનાર, બધાનો ત્યાગ કરનાર, અને તૃષ્ણા-ક્ષયથી મુક્ત હોય તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૫)

૨૧૨. પ્રજ્ઞા જેનું બળ છે, જે શીલવતથી સંપન્ન, સમાહિત, ધ્યાનરત, સ્મૃતિમાન, સંગમુક્ત, અકઠિન અને અનાસ્રવ છે તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૬)

૨૧૩. એકાકી રહેનાર, અપ્રમત્ત, મુનિ, નિંદાથી અને સ્તુતિથી હલી ન જનાર, સિંહની જેમ શબ્દોથી ન ગભરાનાર, પવનની જેમ જાળમાં ન સપડાનાર, કમળની જેમ પાણીમાં અલિપ્ત રહેનાર, જે બીજાનો નેતા છે પણ જેને બીજો કોઈ નેતા નથી, એવો છે તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૭)

૨૧૪. જેના સંબંધમાં લોકો ફાવે તેમ બોલે છતાં જે ઘાટ ઉપરના સ્તંભ પ્રમાણે સ્થિર રહે છે, જે વીતરાગ અને સુસમાહિતેન્દ્રિય છે તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૮)

૨૧૫. જે સીધા કાંઠલા પ્રમાણે સ્થિતાત્મા પાપકર્મોનો તિરસ્કાર કરે છે, અને વિષમ તથા સમની પારખ કરે છે તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૯)

૨૧૬. નાનો હો કે મધ્યમ વયનો હો, જે સંયતાત્મા યતાત્મા મુનિ પાપ કરતો નથી, ખિજાતો નથી, બીજા કોઈને ક્રોધી કરતો નથી તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૧૦)

૨૧૭. જે બીજાએ આપેલા અન્ન ઉપર ઉપજીવિકા ચલાવનારો, પકાવેલા અન્નમાંથી શરૂઆતમાં, મધ્યમાં અથવા

---

૨૧૪. ઘાટ ઉપર ચતુષ્કોણ અથવા અષ્ટકોણ સ્તંભ બાંધવામાં આવતો અને તેના ઉપર સર્વ જાતિના લોકો પીઠ ઘસતા.

અંતે ભિક્ષા મળ્યા છતાં સ્તુતિ અથવા નિંદા કરતો નથી તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૧૧)

૨૧૮. જે મુનિ સ્ત્રીસંગથી વિરત થયો, જે યૌવનમાં કોઈ જગ્યાએ બદ્ધ થતો નથી, જે મદપ્રમાદથી વિરત અને મુક્ત છે તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૧૨)

૨૧૯. ઇહલોક જાણીને જેણે પરમાર્થ જોયો, ઓઘ અને સમુદ્ર તરીને જે તાદગ્ભાવ પામ્યો, જે છિન્નગ્રંથિ, અનાશ્રિત અને અનાસ્રવ હોય તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે. (૧૩)

૨૨૦. સ્ત્રીને પોષનારો ગૃહસ્થ અને નિર્મમ સંન્યાસી આ બન્નેની રહેણી અને વૃત્તિ બહુ ભિન્ન છે; કારણ પ્રાણઘાત ન થવાની બાબતમાં ગૃહસ્થ સંયમ જાળવતો નથી, અને મુનિ હમેશાં પ્રાણીઓનું રક્ષણ કરે છે. (૧૪)

૨૨૧. જેમ આકાશમાં ઊડનારો નીલગ્રીવ મોર કોઈ દિવસ હંસને વેગે જવાનો નહિ, તેમ ગૃહસ્થ એકાન્તમાં ધ્યાન ધરનારા ભિક્ષુ મુનિનું અનુકરણ કરી શકતો નથી. (૧૫)

( ઉરગવગ્ગ પહેલો સમાપ્ત )

તેમાંનાં સુત્તો:—ઉરગ, ધનિય, અને ખગ્ગવિસાણ; કસિ-ભારદ્વાજ, ચુન્દ, પરાભવ અને વસલ; મેત્તાભાવના, સાતાગિર, આળવક, વિજય અને મુનિ. આ બાર સુત્તો મળીને ઉરગવગ્ગ થાય છે.

## ( ચૂકળવગ્ગ બીજો )

## ૧૩

### રતનસુત્ત (૧)

૨૨૨. ભૂમિગત અથવા અંતરિક્ષમાંનાં જે ભૂતો અહીં ભેગાં થયાં હોય તે બધાં ભૂતો આનંદિત થાઓ અને આ સુભાષિત ધ્યાનપૂર્વક સાંભળો. (૧)

૨૨૩. માટે બધાં ભૂતો આ સાંભળો અને મનુષ્યજાત ઉપર પ્રેમ કરો. મનુષ્યો તમને નૈવેદ્ય ધરે છે, માટે તેમનું તમે સાવધાનતાથી રક્ષણ કરો. (૨)

૨૨૪. ઇહલોકમાં અથવા પરલોકમાં જે વિત્ત હોય અથવા સ્વર્ગમાં જે ઉત્તમ રત્ન હોય તે અમારા તથાગતની તોલે હોઈ શકે નહિ. બુદ્ધ સંબંધેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૩)

૨૨૫. સમાહિત શાક્યમુનિએ તૃષ્ણાક્ષયમય, વિરાગમય, અમર એવો જે ઉત્તમ ધર્મ જાણ્યો તેના જેવો બીજો નથી. ધર્મ સંબંધેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૪)

૨૨૬. જે શુદ્ધ સમાધિની બુદ્ધશ્રેષ્ઠે પ્રશંસા કરી, જેને તરત જ ફળ આપનારી કહે છે તે સમાધિ જેવી બીજી નથી. ધર્મ સંબંધેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૫)

૨૨૭. સજ્જનોને પસંદ એવી જે આઠ વ્યક્તિ, જેની ચાર જોડીઓ થાય છે, તે સુગતના શ્રાવકો પૂજનીય છે; તેમને આપેલ દાન મહાફલદાયક થાય છે. સંઘ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૬)

૨૨૮. જે સર્વસ્વનો ત્યાગ કરીને દૃઢ મનથી ગોતમના પંથમાં પ્રવેશ કરે છે તેઓ પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરીને અને અમૃતનું અવગાહન કરીને અનાયાસે મેળવેલી શાંતિનો ઉપભોગ લે છે. સંઘ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૭)

૨૨૯. નગરદ્વારની સામે ઊભો કરેલો સ્તંભ જેમ ચારે બાજુના પવનથી હલતો નથી, તેમ એ ચારે આર્યસત્યો વિચારપૂર્વક જાણે છે તે સત્પુરુષ છે એમ હું કહું છું. સંઘ માટેનું આ ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૮)

૨૩૦. જેઓ ગંભીરપ્રજ્ઞે (બુદ્ધે) ઉત્તમ રીતે ઉપદેશેલ ચાર આર્ય સત્યોની ભાવના કરે છે તે ગમે તેટલી અસાવધાનીથી વર્તે તોપણ આઠમો જન્મ લેતા નથી. સંઘ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૯)

---

•૨૩૦. આ અને આની નીચેની બન્ને ગાથાઓ સોતાપન્નને ઉદ્દેશીને લખાયેલી છે. 'સમાધિમાર્ગ' પૃષ્ઠ ૧૧૮ જુઓ.

૨૩૧. સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થતાંની સાથે જ તે (ઉપરના પૈકી એક) દેહાત્મદષ્ટિ, કુશંકા અને વ્રતઉપવાસાદિ ઉપરનો જે કંઈ વિશ્વાસ હોય તે, આ ત્રણ વસ્તુઓ છોડી દે છે, ચાર દુર્ગતિમાંથી મુક્ત થાય છે, અને છ વસ્તુ તેને હાથે થવી અશક્ય થાય છે. સંઘ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૧૦)

૨૩૨. જો તેનાથી કાયા, વાચા કે મનથી કંઈ પાપ થાય તો તે કદી પણ છુપાવી રાખતો નથી. આ કામ તેનાથી થવું શક્ય નથી. સંઘ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૧૧)

૨૩૩. ઉનાળાના પહેલા માસમાં જેમ કોઈ વનગુલ્મ (સાગ્ર) પ્રફુલ્લિત થાય, તે રીતે બુદ્ધે નિર્વાણગામી પરમશ્રેષ્ઠ ધર્મનો લોકહિતાર્થે ઉપદેશ કર્યો છે. બુદ્ધ માટે આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૧૨)

૨૩૪. શ્રેષ્ઠ, શ્રેષ્ઠજ્ઞ, શ્રેષ્ઠદ અને શ્રેષ્ઠ લાવનાર અનુત્તર એવા શ્રેષ્ઠ ધર્મનો તેણે ઉપદેશ કર્યો. બુદ્ધ માટેનું આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૧૩)

૨૩૫. જેમની જૂની વાસના ક્ષીણ થઈ અને નવી ઉત્પન્ન ન થાય, જેઓ ભાવિ જન્મ માટે નિરપેક્ષ, તે ક્ષીણ-વાસનાબીજ અને ઉત્પત્તિચ્છંદવિરહિત ધીર પુરુષો આ પ્રદીપની

---

૨૩૧. ચાર દુર્ગતિ અથવા અપાયઃ નરક, તિર્યગ્યોનિ, પ્રેત-વિષય અને અસુરલોક. છ વસ્તુઓઃ માતૃઘાત, પિતૃઘાત, અર્હદ્વધ, તથાગતને જખમી કરવા, સંઘભેદ, અને બુદ્ધેતર ગુરુની ભક્તિ.

માફક નિર્વાણ પામે છે. સંઘ માટે આ (વચન) ઉત્તમ રત્ન છે. આ સત્યથી સ્વસ્તિ થાઓ. (૧૪)

૨૩૬. જે ભૂમિગત અથવા અંતરિક્ષમાંનાં ભૂતો અહીં ભેગાં થયાં હોય તેમને કહું છું કે અમે દેવમનુષ્યપૂજિત તથાગત બુદ્ધને નમસ્કાર કરીશું, અને આનાથી સ્વસ્તિ થાઓ. (૧૬)

૨૩૭. જે ભૂમિગત અથવા અંતરિક્ષમાંનાં ભૂતો અહીં ભેગાં થયાં હોય તેમને કહું છું કે દેવમનુષ્યપૂજિત તથાગત ધર્મને નમસ્કાર કરીશ, અને આનાથી સ્વસ્તિ થાઓ. (૧૫)

૨૩૮. જે ભૂમિગત અથવા અંતરિક્ષમાંનાં ભૂતો અહીં એકઠાં થયાં હોય તેમને કહું છું કે દેવમનુષ્યપૂજિત તથાગત સંઘને નમસ્કાર કરીશ, અને આનાથી સ્વસ્તિ થાઓ. (૧૭)

## ૧૪

## આમગંધસુત્ત (૨)

૨૩૯. (તિષ્ય તાપસ—) શ્યામાક, ચિંગૂળક, ચીનક ઝાડોનાં પાંદડાં, કંદમૂળ અને ફળો ધર્માનુસાર મળે તો તેના ઉપર નિર્વાહ ચલાવનારા ચેનના પદાર્થો માટે ખોટું બોલતા નથી. (૧)

૨૪૦. હે કાશ્યપ, પારકાએ આપેલું, ચૂંટી કાઢેલ અને સરસ રીતે પકાવેલ ચોખાનું સુરસ અને ઉત્તમ અન્ન સ્વીકારનારો તું આમગંધ (અમેધ્ય પદાર્થ) ખાય છે! (૨)

૨૪૧. હે બ્રહ્મબંધુ, પક્ષીના માંસથી મિશ્રિત ચોખાનું અન્ન ખાતાં તું મને આમગંધ યોગ્ય નથી એમ જ કહે છે. તો હે કાશ્યપ, હું તને પૂછું છું કે તારો આમગંધ કઈ જાતનો? (૩)

૨૪૨. (કાશ્યપ બુદ્ધ—) પ્રાણઘાત, વધ, છેદ, બંધન,

---

૨૩૯. ચિંગૂળક—કરેણુના ફૂલના આકારનું અરણ્યધાન્ય. ચીનક—જંગલી મગ.

ચોરી, ખોટું ભાષણ, છેતરવું, લૂંટી લેવું, જારણમારણાદિનો અભ્યાસ અને વ્યભિચાર—આ આમગંધ છે, માંસભોજન એ આમગંધ નથી. (૪)

૨૪૩. જેને સ્ત્રીઓની બાબતમાં સંયમ નથી, જે જીહ્વાલોલુપ, અશુચિકર્મમિશ્રિત, નાસ્તિક, વિષમ અને દુર્વિનીત છે (તેનું કર્મ)—આ આમગંધ છે, માંસભોજન એ આમગંધ નથી. (૫)

૨૪૪. જે રુક્ષ, દારુણ, ચાડીખોર, મિત્રદ્રોહી, નિર્દય, અભિમાની, કૃપણ, કોઈને કશું ન દેનારા ( તેનું કર્મ )—આ આમગંધ છે; માંસભોજન એ આમગંધ નથી. (૬)

૨૪૫. ક્રોધ, મદ, કઠોરતા, વિરોધ, માયા, ઈર્ષ્યા, તૃષ્ણા બબડાટ, માનાતિમાન, અને ખલ લોકોની સંગતિ—આ આમગંધ છે, માંસભોજન એ આમગંધ નથી. (૭)

૨૪૬. જે પાપી; ઋણ ન ચૂકવનાર, ચાડિયા, લાંચિયા, ખોટા અધિકારી, જે નરાધમ ઇહલોકમાં કલ્મષ ઉત્પન્ન કરે છે (તેનું કર્મ)—આ આમગંધ છે, માંસભોજન એ આમગંધ નથી. (૮)

૨૪૭. જેને પ્રાણીઓ પ્રત્યે દયા નથી, જે બીજાને લૂંટીને ઉપદ્રવ કરે છે, દુઃશીલ, બેસૂર, ગાળો ભાંડનારો અને અનાદર કરનારો (તેનું કર્મ)—આ આમગંધ છે, માંસભોજન એ આમગંધ નથી. (૯)

૨૪૮. આવા કર્મમાં આસક્ત, વિરોધ કરનારા, ઘાત કરનારા, હમેશાં આવાં કર્મોમાં ગૂંથાયેલા જે પરલોકમાં અંધકારમાં પ્રવેશ કરે છે અને માથું નીચે અને પગ ઉપર

એવી સ્થિતિમાં નરકમાં પડે છે (તેનું કર્મ)—આ આમગંધ છે; માંસભોજન એ આમગંધ નથી. (૧૦)

૨૪૯. મત્સ્યમાંસનો આહાર છોડી દેવો, નગ્નતા, મુંડન, જટા, રાખ ચોળવી, જાડુંભરડું અજિનચર્મ, અગ્નિહોત્રની ઉપાસના અથવા ઇહલોકની બીજી વિવિધ પ્રકારની તપશ્ચર્યા, મંત્રાહુતિ, યજ્ઞ, અને શીતોષ્ણ સેવનથી તપ કરવું—આ બધી વસ્તુઓ કુશંકાની પાર ન ગયેલા મર્ત્યને પાવન કરી શકતી નથી. (૧૧)

૨૫૦. ઈંદ્રિયોનો સંયમ જાળવીને અને ઈંદ્રિયોને ઓળખીને વર્તનારો, ધર્મસ્થિત, આર્જવ અને માર્દવમાં સંતોષ માનનારો, સંગાતીત, અને જેનું બધું દુઃખ નષ્ટ થયું છે એવો જે ધીર પુરુષ તે દૃષ્ટ અને શ્રુત પદાર્થોમાં બદ્ધ થતો નથી. (૧૨)

૨૫૧. આ અર્થ ભગવાને પુનઃપુનઃ પ્રકાશિત કર્યો, અને તે મંત્રપારગે (બ્રાહ્મણતાપસે) તે જાણ્યો. આ અર્થ તે નિરામગંધ, અનાસક્ત અને અદમ્ય મુનિએ રમ્ય ગાથામાં પ્રકાશિત કર્યો. (૧૩)

૨૫૨. નિરામગંધ અને બધાં દુઃખોનો નાશ કરનારું બુદ્ધનું સુભાષિત વચન સાંભળીને તે બ્રાહ્મણ નમ્રતાથી તથાગતને પગે પડ્યો અને તેણે ત્યાં જ પ્રવ્રજ્યા લીધી. (૧૪)

## ૧૫

## હિરિસુત્ત (૩)

૨૫૩. નિર્લજ્જ, કંટાળનારો, હું તારો મિત્ર છું એમ કહે છે, પણ મિત્રનાં કર્તવ્યો કરતો નથી એવો માણસ આપણો નથી એમ સમજવું. (૧)

૨૫૪. જે મીઠું બોલે છે પણ તે રીતે વર્તતો નથી, એવા બોલ્યા પ્રમાણે ન વર્તનારાને સુજ્ઞ લોકો જાણે છે. (૨)

૨૫૫. જે છિદ્રો શોધ્યા કરે છે, અને મૈત્રી તૂટશે એવી શંકાથી સાવધાનતાથી વર્તે છે તે મિત્ર નથી. પિતાના ખભા પર દીકરો જેમ વિશ્વસ્તપણે સૂએ છે તેમ જેની સાથે વિશ્વસ્ત-તાથી વર્તી શકાય એવો, અને બીજાઓ જેને ફોડી ન શકે એવો જે તે જ ખરો મિત્ર છે. (૩)

---

૧. ટીકાકારોનું કહેવું એમ છે કે આ સુત્તની પાંચ ગાથાઓ જુદાજુદા પ્રશ્નોના જવાબરૂપે છે. પણ તે ખોટા અને સાચા મિત્ર સંબંધે જ હોય એમ લાગે છે, અને એવો અર્થ લઈને જ તેમનું ભાષાંતર કર્યું છે.

૨૫૬. તે પુરુષ ધુરાને વહન કરનારો, શુદ્ધ ફળના લાભ માટે આનંદદાયક, પ્રશંસાવહ અને સુખકારક વસ્તુની (પ્રેમની) અભિવૃદ્ધિ કરે છે. (૪)

૨૫૭. તે એકાન્તવાસરસનો અને શાંતિરસનો આસ્વાદ લઈને ધર્મપ્રીતિરસ પીનારો, નિર્ભય અને નિષ્પાપ થાય છે. (૫)

## ૧૬

## મહામંગલસુત્ત (૪)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યારે રાત પૂરી થવા આવી તે વખતે એક સુંદર દેવ આખું જેતવન પ્રકાશિત કરીને ભગવાન પાસે આવ્યો, અને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુ ઊભો રહ્યો. એક બાજુએ ઊભા રહીને તે દેવે ભગવાનને નીચે પ્રમાણે ગાથા કહીઃ

૨૫૮. પોતાને સુખ મળે એ ઉદ્દેશથી અનેક દેવો અને મનુષ્યોએ મંગલોની કલ્પના અમલમાં મૂકી છે. તેમાં ઉત્તમ મંગલ કયું તે કહો. (૧)

૨૫૯. (ભગવાન—) મૂર્ખોના સહવાસથી દૂર રહેવું, સુજ્ઞોની સંગતિ કરવી અને પૂજ્ય જનોની પૂજા કરવી; આ ઉત્તમ મંગલ છે. (૨)

૨૬૦. અનુકૂળ પ્રદેશમાં વસવું, પુણ્યનો સંચય અને સન્માર્ગમાં મનની દૃઢતા; આ ઉત્તમ મંગલ છે. (૩)

૨૬૧. વિદ્યાસંપાદન, કલાસંપાદન, સદ્વર્તનની ટેવ અને સમયોચિત ભાષણ; આ ઉત્તમ મંગલ છે. (૪)

૨૬૨. માબાપની સેવા, સ્ત્રીપુત્રોની સંભાળ અને વ્યવસ્થિતતાથી કરેલાં કર્મો; આ ઉત્તમ મંગલ છે. (૫)

૨૬૩. દાનધર્મ, ધાર્મિક આચરણ, સગાંઓને મદદ અને પ્રશસ્ત કર્મો; આ ઉત્તમ મંગલ છે. (૬)

૨૬૪. પાપમાંથી પૂર્ણ નિવૃત્તિ, મદ્યપાનનો સંયમ અને ધાર્મિક કૃત્યોમાં દક્ષતા: આ ઉત્તમ મંગલ છે. (૭)

૨૬૫. આદર, નમ્રતા, સંતુષ્ટિ, કૃતજ્ઞતા અને વખતોવખત સદ્ધર્મશ્રવણ; આ ઉત્તમ મંગલ છે. (૮)

૨૬૬. ક્ષાંતિ, મધુર ભાષણ, શ્રમણોની મુલાકાત અને વખતોવખત ધર્મચર્ચા; આ ઉત્તમ મંગલ છે. (૯)

૨૬૭. તપ, બ્રહ્મચર્ય, આર્ય સત્યોનું જ્ઞાન અને નિર્વાણનો સાક્ષાત્કાર; આ ઉત્તમ મંગલ છે. (૧૦)

૨૬૮. લોકસ્વભાવની સાથે પ્રસંગ આવતાં જેનું ચિત્ત અસ્થિર થતું નથી, પણ શોકરહિત, નિર્મળ અને સુખરૂપ રહે છે; આ (તેનું) ઉત્તમ મંગલ છે. (૧૧)

૨૬૯. આવાં મંગલોનું આચરણ કરીને કોઈ જગ્યાએ પરાભવ ન પામતાં જેઓ સ્વસ્તિસુખ મેળવે છે તે તેમનું ઉત્તમ મંગલ છે. (૧૨)

---

૨૬૮. લાભ અને હાનિ, જશ અને અપજશ, નિંદા અને સ્તુતિ, સુખ અને દુ:ખ એ આઠ લોકસ્વભાવ—લોકધર્મ જાણવા.

## ૧૭

## સૂચિલોમસુત્ત (૫)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન ગયામાં ટંકિત મંચક ઉપર સૂચિલોમ યક્ષના ભવનમાં રહેતા હતા. તે વખતે ખર યક્ષ અને સૂચિલોમ યક્ષ ભગવાનથી થોડા અંતર ઉપર ફરતા હતા. ત્યારે ખર યક્ષે સૂચિલોમ યક્ષને કહ્યું, "આ શ્રમણ છે. આ શ્રમણ નથી, આ શ્રમણક છે. આ શ્રમણ છે કે શ્રમણક છે એ હું જોઉં છું." એમ બોલી સૂચિલોમ યક્ષ ભગવાન પાસે ગયો, અને પાસે જઈને પોતાના શરીરથી ભગવાનને ધક્કો મારવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આથી ભગવાન તેનાથી દૂર ગયા. એટલે સૂચિલોમ યક્ષે ભગવાનને કહ્યું, "શ્રમણ, મારાથી બીએ છે શું?" "આયુષ્મન, હું તારાથી બીતો નથી. પણ તારો સંપર્ક અપવિત્ર છે." "શ્રમણ, હું તને પ્રશ્ન પૂછું છું. તેનો જો તું બરાબર જવાબ નહિ આપે તો હું તને ગાંડો બનાવીશ, અથવા તારું હૃદય ફાડીશ, અથવા તને પગે ઝાલીને ગંગાની પાર ફેંકી દઈશ." "આયુષ્મન, આ સદેવક, સબ્રહ્મક,

સમારક લોકમાં, શ્રમણબ્રાહ્મણોમાં કે દેવમનુષ્યોમાં એવો કોઈ હું નથી જોતો કે જે મને ગાંડો બનાવે, અથવા મારું હૃદય ફાડે કે મને પગે ઝાલીને ગંગાની પાર ફેંકી દે. તોપણ આયુષ્મન, તારી ઇચ્છા મુજબ પ્રશ્ન પૂછ." એટલે સૂચિલોમ યક્ષે ભગવાનને આ પ્રમાણે ગાથા કહીઃ

૨૭૦. કામ અને ક્રોધ ક્યાંથી ઉત્પન્ન થાય છે? અરતિ, રતિ અને લોમહર્ષ (ભય) ક્યાંથી ઉત્પન્ન થાય છે? તોફાની છોકરાઓ જેમ કાગડાને (દોરી બાંધીને) ઉડાડે છે તેમ આ વિતર્કો ક્યાંથી ઉત્પન્ન થઈને મનને ઉડાડે (ભમાવે)? (૧)

૨૭૧. કામ અને ક્રોધ અહીંથી થાય છે, અરતિ, રતિ અને લોમહર્ષ અહીંથી થાય છે; તોફાની છોકરાઓ કાગડાને (દોરી બાંધીને) જેમ ઉરાડે છે તેમ આ વિતર્કો અહીંથી ઉત્પન્ન થઈને મનને ઉડાડે (ભમાવે) છે—(૨)

૨૭૨. તે સ્નેહમાંથી ઉત્પન્ન થાય છે, વડની વડવાઈઓની જેમ પોતાના જ અંતઃકરણમાં ઉત્પન્ન થઈને માલુવાલતાની જેમ ઉપભોગ્ય વસ્તુઓમાં ફેલાય છે. (૩)

૨૭૩. હે યક્ષ, મારું સાંભળ. અહીંથી આ (વિતર્કો) પેદા થાય છે એમ જે જાણે છે તે તેમનો ત્યાગ કરે છે, અને તેઓ આ દુસ્તર અતીર્ણપૂર્વ ઓઘ તરીને પુનર્જન્મ લેતા નથી. (૪)

---

૨૭૨. માલુવા લતા હિમાલયના જંગલમાં થાય છે. તે જે વૃક્ષ ઉપર ચડે છે તેના ઉપર પથરાઈ જાય છે અને તેનો સમૂળગો નાશ કરે છે.

## ૧૮

## ધમ્મચરિયસુત્ત (૬)

૨૭૪. ધર્મચર્યા અને બ્રહ્મચર્ય એ ઉત્તમ ધન છે. (મનુષ્ય) ગૃહત્યાગ કરીને અનાગારિક પરિવ્રાજક થાય (૧)

૨૭૫. છતાં જો તે વાચાળ, બીજાને હેરાન કરવામાં સુખ માનનારો અને પશુની જેમ વર્તનારો હોય તો તેનું જીવન હીન છે; તે આત્માનો મેલ વધારે છે. (૨)

૨૭૬. કલહાભિરત અને મોહથી ભરેલો ભિક્ષુ બુદ્ધે ઉપદેશેલા ધર્મનું સ્પષ્ટીકરણ કરવા છતાં તે જાણતો (સમજતો) નથી. (૩)

૨૭૭. ભાવિતાત્માને (અરહન્તને) હેરાન કરનારો, અવિદ્યા-થી આવૃત ભિક્ષુ આ નરકગામી સંક્લિષ્ટ માર્ગ છે એમ જાણતો નથી. (૪)

૨૭૮. એવી જાતનો અધોગતિ પામેલો ભિક્ષુ ગર્ભશય્યાથી ગર્ભશય્યામાં અને તમમાંથી તમમાં જઈને પરલોકમાં દુઃખ ભોગવે છે. (૫)

૨૭૯. જેવો અનેક વર્ષોનો ભરેલો શૌચકૂપ ( સંડાસ ) તેવો આ છે. કારણ આવા પાપી પુરુષની શુદ્ધિ બહુ કઠણ છે. (૬)

૨૮૦. હે ભિક્ષુઓ, આવો ગૃહાસક્ત, પાપેચ્છ, પાપસંકલ્પી અને પાપી આચારગોચરવાળો ( ભિક્ષુ ) તમારા જોવામાં આવે (૭)

૨૮૧. તો બધા એક થઈને તેનો બહિષ્કાર કરો; તે કચરો ફેંકી દો, તે સડેલો ભાગ છોલી નાખો. (૮)

૨૮૨. ત્યારપછી અશ્રમણ હોવા છતાં શ્રમણમન્ય એવા ઢોંગી ભિક્ષુઓને બહાર કાઢો. તેવા પાપી અને પાપી આચાર-ગોચરવાળાને બહાર કાઢીને (૯)

૨૮૩. તમે શુદ્ધ થાઓ, અને સાવધાનીથી શુદ્ધોની સાથે જ સહવાસ રાખો. ત્યારપછી (જ) સંપીને અને હોશિયારીથી વર્તીને દુઃખનો અંત કરવા માટે (તમે) સમર્થ થશો. (૧૦)

## ૧૯

## બ્રાહ્મણધામ્મકસુત્ત (૭)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે કોસલ દેશમાંના કેટલાક જીર્ણ, વૃદ્ધ, ઘરડા અને વયાતીત કુલીન બ્રાહ્મણો ભગવાન પાસે આવ્યા, અને આવીને ભગવાનને કુશલ સમાચાર પૂછીને એક બાજુએ બેઠા. એક બાજુએ બેઠા પછી તે કુલીન બ્રાહ્મણોએ ભગવાનને પૂછ્યું, “હે ગોતમ, આજકાલના બ્રાહ્મણો જૂના બ્રાહ્મણોના બ્રાહ્મણધર્મ મુજબ વર્તનારા દેખાય છે ખરા ?” “હે બ્રાહ્મણો, આજકાલના બ્રાહ્મણો જૂના બ્રાહ્મણોના બ્રાહ્મણધર્મ મુજબ વર્તનારા દેખાતા નથી.” “જો ભવાન ગોતમને આકરું ન પડતું હોય તો ભવાન ગોતમ અમને જૂનો બ્રાહ્મણધર્મ કયો તે કહે.” “એમ જો હોય તો, હે બ્રાહ્મણો, ધ્યાન દઈને સાંભળો. હું કહું છું.” “વારુ,” એવો તે કુલીન બ્રાહ્મણોએ ભગવાનને જવાબ આપ્યો. ભગવાન બોલ્યાઃ

૨૮૪. પ્રાચીન ઋષિઓ સંયતાત્મા અને તપસ્વી હતા; તેઓ પાંચ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરીને આત્માર્થચિંતન કરતા. (૧)

૨૮૫. તે બ્રાહ્મણો પાસે પશુઓ નહોતાં, ધન નહોતું, ધાન્ય નહોતું. સ્વાધ્યાય એ જ તેમનું ધન હતું, અને તેઓ બ્રાહ્મનિધિનું પાલન કરતા. (૨)

૨૮૬. લોકો તેમને માટે શ્રદ્ધાપૂર્વક ભોજન તૈયાર કરીને બારણામાં તૈયાર રાખતા, અને તે તેમને આપવું તે યોગ્ય સમજતા. (૩)

૨૮૭. અનેકરંગી વસ્ત્રો, પાથરણાં અને ઇમારતોથી સંપન્ન પ્રદેશો અને રાષ્ટ્રો આવા બ્રાહ્મણોને પૂજતાં. (૪)

૨૮૮. તે બ્રાહ્મણો અવધ્ય હતા અને ધર્મરક્ષિત હોવાને લીધે અજેય હતા. કોઈ પણ કુટુંબમાં જવા તેમને અટકાવ નહોતો. (૫)

૨૮૯. તે પ્રાચીન બ્રાહ્મણો અડતાળીશ વર્ષ સુધી કૌમાર બ્રહ્મચર્ય પાળતા અને પ્રજ્ઞા અને શીલ સંપાદન કરતા. (૬)

૨૯૦. તે બ્રાહ્મણો પરદારગમન કરતા નહિ અથવા સ્ત્રીને વેચાતી ન લેતા. ખરા પ્રેમવાળો સ્ત્રીસહવાસ જ તેમને માન્ય હતો. (૭)

૨૯૧. ઋતુકાલ સિવાય બીજે સમયે તે બ્રાહ્મણો સ્ત્રીસંગ કરતા નહિ. (૮)

૨૯૨. બ્રહ્મચર્ય, શીલ, આર્જવ, માર્દવ, તપ, સમાધાન, અહિંસા અને ક્ષાંતિની તેઓ સ્તુતિ કરતા. (૯)

૨૯૩. બ્રહ્મા નામનો તેમને જે દૃઢપરાક્રમી આગેવાન હતો તેણે સ્વપ્નમાં પણ કદી સ્ત્રીસંગ કર્યો નથી. (૧૦)

૨૯૪. તેના વ્રતનું પાલન કરનારા કેટલાક સુજ્ઞ (બ્રાહ્મણો) હાલ પણ બ્રહ્મચર્ય, શીલ અને ક્ષાંતિની સ્તુતિ કરે છે. (૧૧)

૨૯૫. તે (પ્રાચીન બ્રાહ્મણો) ચોખા, પાથરણું, વસ્ત્ર, ઘી, તેલ વગેરે પદાર્થો ભિક્ષા માગીને અથવા ધાર્મિક રીતે એકઠા કરીને યજ્ઞ કરતા, અને તે યજ્ઞમાં તેઓ ગોવધ કરતા નહિ. (૧૨)

૨૯૬. જેમ માબાપ, ભાઈ અથવા સગાંવહાલાં (છે) તેવી જ ગાયો અમારી પરમ મિત્ર છે, કારણકે ખેતી તેમના ઉપર અવલંબેલી છે. (૧૩)

૨૯૭. તે (ગાયો) અન્ન આપનારી, બલ આપનારી, કાંતિ આપનારી અને સુખ દેનારી છે. આ તત્ત્વ સમજીને તે (પ્રાચીન બ્રાહ્મણો) ગાયો મારતા નહિ. (૧૪)

૨૯૮. સુકુમાર, ઊંચા બાંધાવાળા, તેજસ્વી અને યશસ્વી એવા તે બ્રાહ્મણો સ્વકીય ધર્માનુસાર (રહેતા) અને કૃત્યાકૃત્યના સંબંધમાં દક્ષ રહેતા; અને જ્યાં સુધી તેઓ એવા હતા ત્યાં સુધી લોક સુખી થયા. (૧૫)

૨૯૯. પરંતુ રાજાની સંપત્તિ અને અલંકૃત સ્ત્રીઓ જેવી અત્યંત ક્ષુદ્ર વસ્તુથી તેમની બુદ્ધિ બદલાઈ. (૧૬)

૩૦૦. ઉત્તમ ઘોડા જોડેલા અને ઉત્તમ રીતે તૈયાર કરીને આચ્છાદેલા રથ, સરસ રીતે બાંધેલાં ઘર અને ઇમારતો (૧૭)

૩૦૧. ગાયોનાં ટોળાં અને સુંદર સ્ત્રીઓનો સમુદાય—આવા માનવી ઉપભોગોમાં બ્રાહ્મણો લોભાયા. (૧૮)

૩૦૨. તે માટે મંત્ર રચીને તે ઇક્ષ્વાકુ પાસે ગયા અને બોલ્યા, તારી પાસે પુષ્કળ ધનધાન્ય છે, તું યજ્ઞ કર. તારી પાસે સંપત્તિ ખૂબ છે, તું યજ્ઞ કર ! (૧૯)

૩૦૩. આવી રીતે બ્રાહ્મણોએ સમજાવ્યો ત્યારે તે રથર્ષભ રાજાએ અશ્વમેધ, પુરુષમેધ, સમ્યક્પાશ, વાજપેય અને નિરર્ગળ યજ્ઞો કરીને બ્રાહ્મણોને ધન આપ્યું. (૨૦)

૩૦૪. ગાયો, પાથરણાં, વસ્ત્ર અને અલંકૃત સ્ત્રીઓ, ઉત્તમ ઘોડા જોડેલા અને ઉત્તમ રીતે તૈયાર કરેલા અને આચ્છાદેલા રથ, (૨૧)

૩૦૫. અને અનેક ધાન્યથી ભરેલાં સારી રીતે બાંધેલાં રમ્ય ઘરો, એ સંપત્તિ તેણે બ્રાહ્મણોને દીધી. (૨૨)

૩૦૬. તે યજ્ઞમાં ધનસંપત્તિ મેળવીને બ્રાહ્મણો પૈસાદાર થયા. આવી રીતે લોલુપ થયેલા એવા તેઓની તૃષ્ણા વધારે વધી. તે માટે ફરીવાર મંત્ર રચીને તેઓ ઇક્ષ્વાકુ પાસે ગયા. (૨૩)

૩૦૭. અને બોલ્યા, જેમ પાણી, જમીન, સોનું કે ધન-ધાન્ય (જેવાં છે) તેવી જ ગાયો મનુષ્યોને ઉપભોગ્ય વસ્તુઓ છે. તારી પાસે પુષ્કળ વિત્ત છે, તું યજ્ઞ કર. તારી પાસે પુષ્કળ ધન છે, તું યજ્ઞ કર ! (૨૪)

૩૦૮. આવી રીતે તે બ્રાહ્મણોએ તેને સમજાવ્યો ત્યારે તે રથર્ષભ રાજાએ યજ્ઞમાં લાખો ગાયોને મારી. (૨૫)

૩૦૯. પગથી, શીંગડાંથી અથવા બીજા કોઈ અવયવથી તે ગાયો હિંસા કરતી નહોતી. જે ઘેટાં જેવી શાંત હતી અને ઘડો ભરીને દૂધ આપતી, એવી તે ગાયોનો શીંગડાંએ ઝાલીને

રાજાએ યજ્ઞમાં વધ કર્યો. (૨૬)

૩૧૦. એટલે દેવ, પિતૃઓ, ઇંદ્ર, અસુર અને રાક્ષસ ગાયો ઉપર શસ્ત્ર પડ્યું એ મોટો અધર્મ થયો એમ કહીને હાહાકાર કરવા લાગ્યા. (૨૭)

૩૧૧. તે પહેલાં ઇચ્છા, ભૂખ અને જરા એ ત્રણ જ રોગો હતા. પણ પશુઘાતની શરૂઆત થયા પછી તે અઠ્ઠાણુ થયા. (૨૮)

૩૧૨. દંડ (શિક્ષા)માં આ એક જૂનો અધર્મ ઉત્પન્ન થયો, જેનાથી યાજકો નિર્દોષ ગાયોને મારે છે અને ધર્મનો વિધ્વંસ કરે છે. (૨૯)

૩૧૩. આ રીતે સુજ્ઞ લોકોએ આ રિવાજની નિંદા કરી છે, અને માટે જ યાજકને જોઈને લોકો તેની નિંદા કરે છે. (૩૦)

૩૧૪. આ રીતે ધર્મની વિપન્નાવસ્થા થતાં શૂદ્ર અને વૈશ્ય જુદા પડ્યા, ક્ષત્રિયોમાં ભેદ પડ્યા અને પત્ની પતિની અવગણના કરવા લાગી ! (૩૧)

૩૧૫. સારા ગોત્રમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ અને બીજા લોકો જાતિપ્રવાદભય છોડીને ચેન કરવા લાગ્યા. (૩૨)

આમ બોલ્યા પછી તે કુલીન બ્રાહ્મણોએ ભગવાનને કહ્યું, "ધન્ય, ધન્ય, ભો ગોતમ...(વગેરે કસિભારદ્વાજસુત્તને અંતે છે તે પ્રમાણે)...અમે ભવાન ગોતમને શરણે જઈએ છીએ, ધર્મને શરણે જઇએ છીએ, ને ભિક્ષુસંઘને શરણે જઈએ છીએ. આજથી આમરણ શરણે ગયેલા અમે ઉપાસક છીએ એવું ભવાન ગોતમે સમજવું."

## ૨૦

## નાવાસુત્ત (૮)

૩૧૬. દેવો જેમ ઇંદ્રની પૂજા કરે છે તેમ, જેની પાસેથી આપણે ધર્મ શીખીએ છીએ તેની મનુષ્યે પૂજા કરવી. તેની પૂજા કરવાથી તે બહુશ્રુત તેના ઉપર પ્રસન્ન થઈને ધર્મ પ્રકાશિત કરે છે. (૧)

૩૧૭. જે બુદ્ધિમાન માણસ સાવધાનતાથી તેવા પુરુષની ઉપાસના કરે છે તે તેણે ઉપદેશેલ ધર્મ સાંભળીને અને તે પ્રમાણે વર્તીને સુજ્ઞ, પ્રભાવશાળી અને નિપુણ થાય છે. (૨)

૩૧૮. પણ ક્ષુદ્ર, મૂર્ખ, અનભિજ્ઞ અને ઈર્ષાળુની ઉપાસના કરનારો માણસ ધર્મજ્ઞાન ન મેળવતાં અને શંકાનું સમાધાન ન કરતાં જ મરણ પામે છે. (૩)

૩૧૯. જેમ કોઈ માણસ પાણીથી ભરપૂર જોસતી વહેતી નદીમાં ઊતરીને તણાય છે તે બીજાને કેમ તારી શકે ? (૪)

૩૨૦. તે રીતે જે માણસ ધર્મજ્ઞાન સંપાદન ન કરતાં અને બહુશ્રુતોનું અર્થપૂર્ણ વચન ન સાંભળતાં જાતે અજ્ઞાન

અને સાશંક (રહે છે) તે બીજાનું સમાધાન કઈ રીતે કરી શકે ? (૫)

૩૨૧. જેમ કોઈ નૌકા ચલાવવામાં કુશળ બુદ્ધિમાન માણસ હલેસાં અને સુકાનવાળી મજબૂત નૌકામાં બેસીને તેને આધારે ઘણાને તારી શકે, (૬)

૩૨૨. તેમ જ જે વિદ્વાન, ભાવિતાત્મા, બહુશ્રુત, અપ્રકંપ્ય, અને શ્રોતાવધાન વડે નિર્વાણજ્ઞાન સંપાદન કરેલું છે એવો (હોય) તે જ્ઞાની જ લોકોનું સમાધાન કરી શકે. (૭)

૩૨૩. માટે મેધાવી અને બહુશ્રુત સત્પુરુષની ઉપાસના કરવી. તેની પાસેથી સદર્થ જાણીને તે પ્રમાણે વર્તનારો માણસ ધર્મ સમજીને સુખ મેળવશે. (૮)

## ૨૧

## કિંસીલસુત્ત (૯)

૩૨૪. કયા શીલથી, કયા આચારથી અને કયાં કર્મોના અભ્યાસથી માણુસ સન્માર્ગે ચાલી શકે અને પરમાર્થ પ્રાપ્ત કરી લે? (૧)

૩૨૫. તેણે વડીલ માણુસોને માન દેવું, અને ઈર્ષાવિરહિત થવું, ગુરુઓની મુલાકાતનો સમય જાણવો, અને વખત સાચવીને આદરપૂર્વક ધાર્મિક સંભાષણ અને સુભાષિતો સાંભળવાં. (૨)

૩૨૬. ગર્વને એક કોરે મૂકીને અને નમ્ર બનીને વખતો-વખત ગુરુઓ પાસે જવું; સદર્થ, ધર્મ, સંયમ અને બ્રહ્મચર્યનું સ્મરણુ રાખવું અને તેનું આચરણુ કરવું. (૩)

૩૨૭. ધર્મારામ, ધર્મરત, ધર્મસ્થિત અને ધર્મન્યાયજ્ઞ થઈને ધર્મને દોષ લાગે એવા વાદમાં ન પડવું; યથાતથ સુભાષિતોથી જ વાદનો નિકાલ લાવવો. (૪)

---

૩૨૭. ટીકાકારે આ ગાથાનો જુદો જ અર્થ કર્યો છે.

૩૨૮. હાસ્ય, લવારો, શોક, પ્રદ્વેષ, માયા, દંભ, અતિલોભ, અહંકાર, સ્પર્ધા, કર્કશતા, અપવિત્રતા અને ન બની શકે એવાં કાર્યો માટેની હામનો ત્યાગ કરીને વીતમદ અને સ્થિતાત્મા થવું. (૫)

૩૨૯. સુભાષિતોનું ધ્યેય જ્ઞાન છે, શ્રુત અને જ્ઞાનનું ધ્યેય સમાધિ છે. જે આળસુ અને પ્રમાદી બને છે તેની પ્રજ્ઞા અને વિદ્યા વધતાં નથી. (૬)

૩૩૦. આર્યપ્રવેદિત ધર્મમાં જેઓ રત થાય છે તેઓ કાયા, વાચા અને કર્મથી શ્રેષ્ઠ છે. શાંતિથી, સમાધાનપૂર્વક અને સમાધિયુક્ત રહેનારા તેઓ વિદ્યાનો અને પ્રજ્ઞાનો સાર જાણે છે. (૭)

## ૨૨

## ઉટ્ઠાનસુત્ત (૧૦)

૩૩૧. જાગો ! બેઠા થાઓ ! બાણનું શલ્ય તમારા શરીરમાં પેસવાને લીધે દુ:ખ ભોગવતા એવા તમે પીડિત લોકોને ઊંઘ કેમ આવે છે ? (૧)

૩૩૨. જાગો ! બેઠા થાઓ ! નિશ્ચયથી શાંતિનો અભ્યાસ કરો. તમને અસાવધ જોઈને પોતાના તાબામાં લઈને મૃત્યુરાજા (માર) તમને ન મોહાવે ! (૨)

૩૩૩. જેનાથી દેવો અને મનુષ્યો લોલુપ થઈને રહે છે તે તૃષ્ણાનું ઉલ્લંઘન કરો. આ ક્ષણ નકામી ન જવા દેતા ! કારણ વખત નકામો જવા દેનારા લોકો નરકમાં પડીને શોક કરે છે. (૩)

૩૩૪. પ્રમાદ એ મેલ છે; પ્રમાદની પાછળ મેલ ઉત્પન્ન થાય છે. અપ્રમાદ અને પ્રજ્ઞાથી પોતાના શરીરમાંનું શલ્ય કાઢવું. (૪)

## ૨૩

## રાહુલસુત્ત (૧૧)

૩૩૫. (ભગવાન—) અતિપરિચયને લીધે તું તે સુજ્ઞ (સારિપુત્ત) ની અવજ્ઞા તો કરતો નથીને? મનુષ્ય માટે જ્ઞાનની મશાલ સળગાવનાર તેની તું આમન્યા જાળવે છેને? (૧)

૩૩૬. અતિપરિચયને લીધે હું તે સુજ્ઞની અવજ્ઞા કરતો નથી. મનુષ્યો માટે જ્ઞાનની મશાલ સળગાવનાર તેનું હું સતત માન જાળવું છું. (૨)

આ પ્રાસ્તાવિક ગાથાઓ.

૩૩૭. મનને ગમતા અને ઉલ્લસિત કરનારા પંચેંદ્રિયોના વિષયો છોડી દઈને શ્રદ્ધાપૂર્વક ઘરમાંથી બહાર નીકળ, અને દુઃખનો અંત કર. (૩)

૩૩૮. કલ્યાણકારક મિત્રોની સંગતિ રાખ. જ્યાં ગડબડાટ ઓછો હોય એવી એકાન્ત જગ્યાએ તારી બેસવાઊઠવાની જગ્યા રાખ, અને તું મિતાહારી થા. (૪)

૩૩૯. ચીવર (ભિક્ષુવસ્ત્ર), અન્ન, ઔષધ અને આશ્રય-

સ્થાનમાં આસક્તિ રાખતો નહિ; ઇહલોકમાં પુનર્જન્મ ન લેતો. (૫)

૩૪૦. પ્રાતિમોક્ષના નિયમોમાં અને પંચેંદ્રિયોમાં સંયમ રાખ; કાયગતાસ્મૃતિની ભાવના કર અને વૈરાગ્ય તરફ વલણ રાખ. (૬)

૩૪૧. કામવિકાર ઉત્પન્ન થાય એવાં શુભનિમિત્તનો ત્યાગ કર, અને જેનાથી ચિત્ત એકાગ્ર અને સમાહિત થાય એવા (શારીરિક) અશુભભાવનું ચિંતન કર. (૭)

૩૪૨ અને અનિમિત્ત નિર્વાણનું ચિંતન કર અને અહંકારની વાસના છોડી દે. અહંકારનો ત્યાગ કરીશ એટલે તું શાંત થઈશ. (૮)

આ રીતે ભગવાને આયુષ્માન રાહુલને આ ગાથાઓ દ્વારા વારંવાર ઉપદેશ કર્યો.

## ૨૪

## વંગીસસુત્ત (૧૨)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન આળવીમાં અગ્ગાળવ ચૈત્યમાં રહેતા હતા. તે વખતે આયુષ્માન વંગીસનો ઉપાધ્યાય નિગ્રોધકપ્પ નામનો સ્થવિર અગ્ગાળવ ચૈત્યમાં થોડા વખત પહેલાં જ નિર્વાણ પામ્યો હતો. તે વખતે એકાન્તમાં વિશ્રાંતિ લેતી વખતે આયુષ્માન વંગીસના મનમાં એવો વિચાર આવ્યો કે મારો ઉપાધ્યાય (મૃત્યુ પામ્યા પછી) પરિનિર્વાણ પામ્યો કે પરિનિર્વાણ નથી પામ્યો? એટલે સાંજે આયુષ્માન વંગીસ પોતાને વિશ્રાન્તિસ્થાનેથી નીકળ્યો અને ભગવાન પાસે આવ્યો; આવીને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો. એક બાજુએ બેઠા પછી આયુષ્માન વંગીસે ભગવાનને કહ્યું, "ભદન્ત, હું એકાન્તમાં વિશ્રાન્તિ લેતો હતો ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે મારો ઉપાધ્યાય પરિનિર્વાણ પામ્યો કે પરિનિર્વાણ નથી પામ્યો?" પછી આયુષ્માન વંગીસ આસન ઉપરથી ઊભો થયો, અને ચીવર એક ખભા

ઉપર લઈને ભગવાનની સામે હાથ જોડીને બોલ્યોઃ

૩૪૩. ઇહલોકમાં જે અમારી શંકાઓનું સમાધાન કરે છે તે શાસ્તાને અમે પૂછીએ છીએ કે અગ્ગાળવમાં જે પ્રસિદ્ધ, યશસ્વી અને શાંતચિત્ત ભિક્ષુ મરણ પામ્યો (૧)

૩૪૪. તે બ્રાહ્મણનું, હે ભગવન્, તમે નિગ્રોધકપ્પ એવું નામ આપ્યું. તે પ્રયત્નશીલ, નિર્વાણને જાણનારો મુક્તિલાભને અર્થે તમારી પૂજા કરીને રહેતો. (૨)

૩૪૫. હે શાક્ય, હે સમંતચક્ષુ, તે શ્રાવકની શી ગતિ થઈ એ જાણવાની અમારી બધાની ઇચ્છા છે. તે સાંભળવા માટે અમારા કાન તત્પર થયા છે. તમે અમારા શાસ્તા અને તમે લોકોત્તર છો. (૩)

૩૪૬. હે વિપુલપ્રજ્ઞ, અમારી શંકાનું સમાધાન કરો; તે પરિનિર્વાણ પામ્યો કે નહિ એ અમને કહો. હે સમંતચક્ષુ, સહસ્રનેત્ર શક્ર જેમ દેવો પાસે બોલે છે તેમ આપ અમારી પાસે બોલો. (૪)

૩૪૭. ઇહલોકમાં મોહ તરફ લઇ જનાર અજ્ઞાનપક્ષને રહેલા સંશયસ્થાનરૂપી જે ગ્રંથી હોય છે તે (ગ્રંથી) તથાગત પાસે આવીને નષ્ટ થાય છે, કેમકે તે મનુષ્યો માટે આંખ જેવો છે. (૫)

૩૪૮. પવન જેમ મેઘપટલને વિખેરી નાખે છે તેમ તમારા જેવો પુરુષ લોકોના ક્લેશ દૂર ન કરે તો ઇહલોક અંધકારથી વ્યાપ્ત થશે, અને દ્યુતિમાન મનુષ્યો પણ પ્રકાશશે નહિ. (૬)

૩૪૯. બુદ્ધિમાન પુરુષો પ્રકાશ આપનારા થાય છે. હે ધીર, આપ પણ એવા જ છો એમ હું સમજું છું. આપ દિવ્ય-

દૃષ્ટિ છો એમ જાણીને અમે આપની પાસે આવ્યા છીએ. કપ્પની શી ગતિ થઈ તે અમને આ સભામાં કહો. (૭)

૩૫૦. હંસ જેમ સુંદર અને સ્પષ્ટ શબ્દોમાં ધીમેથી ગાન કરે છે તેમ આપ પણ વિલંબ ન કરતાં મધુર વચન બોલો. અમે બધા સરળતાથી આપનું ભાષણ સાંભળીએ છીએ. (૮)

૩૫૧. જેનું અશેષ જન્મમરણ નષ્ટ થયું છે અને જે ધૂતપાપ છે એવા તમારી પાસે અમે આગ્રહપૂર્વક ધર્મ બોલાવીએ છીએ. કારણકે સામાન્ય માણસો ઇચ્છિત પ્રશ્નોના જવાબ આપી શકતા નથી, અને તથાગત પ્રજ્ઞાપૂર્વક ઇચ્છિત પ્રશ્નોના જવાબ આપી શકે છે. (૯).

૩૫૨. અત્યંત સરળ પ્રજ્ઞાવાળા આપે આપેલો પ્રશ્નનો જવાબ ઉત્તમ ગણવામાં આવે છે. હે ઉત્તમપ્રજ્ઞ, આ હું આપને ફરી હાથ જોડું છું. આપ જાણો છો, એટલે અમને મોહમાં ન રાખો. (૧૦)

૩૫૩. હે મહાવીર, નાનામોટા આર્યધર્મ આપ જાણો છો, એટલે અમને મોહમાં ન રાખો. ઉનાળામાં તાપથી શ્રાન્ત થયેલો માણસ જેમ પાણીની ઇચ્છા રાખે છે તેમ હું આપના વચનની ઇચ્છા રાખું છું. અમારી કર્ણેંદ્રિય ઉપર (સદ્ધર્મનો) વર્ષાવ કરો. (૧૧)

૩૫૪. જેને માટે કપ્પે બ્રહ્મચર્યનું આચરણ કર્યું તે તેને મળ્યું? તે અનુપાદિશેષ નિર્વાણ પામ્યો? તે કેમ વિમુક્ત થયો એ અમે જાણવા માગીએ છીએ. (૧૨)

૩૫૫. પંચવર્ગીય ભિક્ષુઓમાં શ્રેષ્ઠ ભગવાન બોલ્યા કે નામરૂપ સંબંધી તૃષ્ણા એ કૃષ્ણનો (મારનો) ચિરકાલથી ચાલતો

ગુપ્ત પ્રવાહ તેણે તોડી નાખ્યો અને તે નિઃશેષ જન્મમરણ તરી ગયો. (૧૩)

૩૫૬. હે ઋષિસત્તમ, આ હું આપના વચનથી આનંદિત થાઉં છું. મારી પૃચ્છા સફળ થઈ. બ્રાહ્મણે (બુદ્ધે) મને ફસાવ્યો નથી. (૧૪)

૩૫૭. તે (કપ્પ) બુદ્ધનો શ્રાવક જેવું બોલે તે પ્રમાણે આચરનારો હતો સર્વત્ર પથરાયેલ માયાવી મૃત્યુની મજબૂત જાળ તેણે તોડી નાંખી. (૧૫)

૩૫૮. હે ભગવન્, કપ્પે ઉપાદાનનું (સંસારનું) મૂળ જોયું. આ દુસ્તર મૃત્યુધ્યેય કપ્પ ખરેખર જ તરી ગયો. (૧૬)

## ૨૫

### સમ્માપરિબ્બાજનિયસુત્ત (૧૩)

૩૫૯. પ્રભૂતપ્રજ્ઞ, તરીને પાર ગયેલા, પરિનિર્વૃત અને સ્થિતાત્મા એવા મુનિને હું પૂછું છું કે (કોઈ) ભિક્ષુ ઘર છોડીને અને મોજમજાના પદાર્થોનો ત્યાગ કરીને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક કઈ રીતે થાય ? (૧)

૩૬૦. ઉત્સવ, ઉલ્કાપાતાદિનાં અને સ્વપ્નનાં ફળ અને સ્ત્રીપુત્રાદિનાં લક્ષણો ઉપરથી જ જેનો વિશ્વાસ ઊઠી ગયો હોય, જે ઉત્સવોના દોષોથી મુક્ત હોય તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૨)

૩૬૧. જે ભિક્ષુ લૌકિક કે દિવ્ય કામસુખમાં આસક્ત થતો નથી તે સંસારનું અતિક્રમણ કરીને અને ધર્મ જાણીને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૩)

૩૬૨. જે ભિક્ષુ ચાડીનો ત્યાગ કરીને ક્રોધ અને કૃપણતાને છોડી દે છે તે અનુરોધવિરોધથી મુક્ત થઈને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૪)

૩૬૩. પ્રિય અને અપ્રિયનો ત્યાગ કરીને સર્વત્ર અનાસક્ત અને અનિશ્રિત અને સંયોજનોથી મુક્ત હોય તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૫)

૩૬૪. તે ઉપાધિમાં સાર માનતો નથી, ગ્રહણ કરવામાં છંદરાગ (લોભ)નું નિરસન કરે છે, અનિશ્રિત અને અનન્યનેય એવો તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૬)

૩૬૫. સારી રીતે ધર્મ જાણીને જે વાચા, મન અને કર્મથી બીજાની સાથે અવિરુદ્ધ (વર્તે), જે નિર્વાણપદની ઇચ્છા રાખે તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૭)

૩૬૬. જે ભિક્ષુ લોકો પોતાને વંદન કરે છે એમ માનીને ઉન્નત થતો નથી, અને ગાળો ભાંડ્યા છતાં વેર વાળવાની બુદ્ધિ ધરાવતો નથી, અને બીજાનું આપેલું અન્ન મળ્યા છતાં અસાવધાનીથી વર્તતો નથી તે આ જગતમાં સમ્યક્ પરિ- વ્રાજક થાય. (૮)

૩૬૭. લોભ અને સંસાર છોડીને છેદનબંધનથી વિરત થયેલો, શંકા તરી ગયેલો, તૃષ્ણાશલ્યરહિત ભિક્ષુ આ જગત- માં સમ્યક્ પરિવ્રાજક થાય. (૯)

૩૬૮. પોતાનું કર્તવ્ય સમજીને આ જગતમાં કોઈની પણ હિંસા ન કરનારો ભિક્ષુ યથાતથ ધર્મ જાણીને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૦)

૩૬૯. જે ભિક્ષુના અંતઃકરણમાં પાપાનુશય રહ્યા ન હોય, જેણે અકુશલનાં મૂળ ઉખેડી નાખ્યાં હોય, જે નિસ્તૃષ્ણ અને નિઃસ્પૃહ હોય તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૧)

૩૭૦. જેના આસ્રવ ક્ષીણ થયા અને અહંકાર નષ્ટ થયો,

જે કામસુખનો સર્વ માર્ગ છોડીને પાર ગયો, જે દાન્ત, પરિનિર્વૃત અને સ્થિતાત્મા હોય તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૨)

૩૭૧. શ્રદ્ધાવાન, શ્રુતસંપન્ન, સમ્યગ્માર્ગદર્શી, પક્ષપાતી લોકોમાં પક્ષપાત ન કરનારો ધીર પુરુષ લોભ, દ્વેષ અને ક્રોધનો ત્યાગ કરીને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૩)

૩૭૨. શુદ્ધ માર્ગથી ક્લેશને જીતનાર, લોભ, દ્વેષ અને મોહનાં આવરણથી વિરહિત, ધર્મમાં પ્રવીણ, સંસારપારગ, અપ્રકંપ્ય, અને સંસ્કારનિરોધના જ્ઞાનમાં કુશળ ભિક્ષુ આ જગતમાં પરિવ્રાજક થાય. (૧૪)

૩૭૩. અતીત અને અનાગત સંસ્કારોની કલ્પનાની પાર ગયેલો, અત્યંત શુદ્ધ પ્રજ્ઞાવાળો, અને બધાં આયતનોથી મુક્ત ભિક્ષુ આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૫)

૩૭૪. આર્ય સત્યો જાણીને અને ધર્મને સમજી લઈને અને આસ્રવનો નાશ સ્પષ્ટતાથી જોઈને જે સર્વ ઉપાધિઓનો ક્ષય કરે છે તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૬)

૩૭૫. હે ભગવન્, આ આપનું કહેવું યથાર્થ છે. જે ભિક્ષુ આ રીતે દાન્ત અને બધાં સંયોજનોથી મુક્ત થઈને રહે તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. (૧૭)

## ૨૬

## ધમ્મિકસુત્ત (૧૪)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે ધમ્મિક ઉપાસક પાંચસો ઉપાસકોને સાથે લઈને ભગવાન પાસે આવ્યો અને નમસ્કાર કરીને એક બાજુએ બેઠો. એક બાજુએ બેસીને ધમ્મિક ઉપાસકે ભગવાનને નીચેની ગાથાઓ કહીઃ

૩૭૬. હે વિપુલપ્રજ્ઞ ગોતમ, તમને હું પૂછું છું કે ગૃહત્યાગ કરીને અનાગારિક બનેલો, અને ગૃહસ્થાશ્રમમાં રહેનારો ઉપાસક, એ શ્રાવકોમાં કયો શ્રાવક સારો? (૧)

૩૭૭. કારણ તમે દેવો સહિત બધા જગતની ગતિ અને કર્મફળ જાણો છો. તમારા જેવો સૂક્ષ્માર્થદર્શી બીજો નથી. અને માટે જ તમને બુદ્ધશ્રેષ્ઠ કહે છે. (૨)

૩૭૮. તમે બધા જ્ઞાનનો બોધ કરીને પ્રાણીઓ ઉપરની દયાને લીધે ધર્મ પ્રકાશિત કરો છો. લોભ, દ્વેષ અને મોહનાં આવરણો તમે દૂર કર્યા છે. સમન્તચક્ષુ તમે સર્વ લોકોમાં

નિર્મળપણે પ્રકાશો છો (૩)

૩૭૯. તમે જિન છો એ સાંભળીને ઐરાવણ નાગરાજા તમારી પાસે આવ્યો અને તેણે પણ તમારી સાથે સંભાષણ કરીને પ્રસન્ન ચિત્તે તમને ધન્યવાદ આપ્યા. (૪)

૩૮૦. વૈશ્રવણ કુબેર રાજા પણ ધર્મ પૂછવા માટે તમારી પાસે આવે છે. હે ધીર, તેને પણ તમે યોગ્ય જવાબ આપો છો, અને તે પણ તમારું ભાષણ સાંભળીને પ્રસન્નચિત્ત થાય છે. (૫)

૩૮૧. ઊભો રહેનારો જેમ દોડનારની પાછળ પડી શકતો નથી, તેમ આજીવક, નિર્ગ્રન્થ વગેરે વાદપ્રવીણ તીર્થંકર શ્રાવકો પ્રજ્ઞામાં તમારી બરાબરી કરી શકતા નથી. (૬)

૩૮૨. જેઓ વાદપ્રવીણ તરુણ અથવા વૃદ્ધ બ્રાહ્મણ અથવા બીજા કોઈ પોતાને વાદપ્રવીણ માનનારા, તેઓ પણ તમારી પાસેથી અર્થજ્ઞાન મેળવવા મથે છે. (૭)

૩૮૩. હે ભગવન્, આ જે સૂક્ષ્મ અને સુખાવહ ધર્મ તમે ઉત્તમ રીતે કહ્યો તે જ સાંભળવાની ઇચ્છાથી અમે બધા આવ્યા છીએ. હે બુદ્ધશ્રેષ્ઠ, અમે આ તમને પૂછીએ છીએ તો તમે અમને કહો. (૮)

૩૮૪. આ બધા ભિક્ષુઓ તેમજ બધા ઉપાસકો તમારું ભાષણ સાંભળવા માટે અહીં બેઠા છે. ઇંદ્રનું સુભાષિત વચન જેમ બધા દેવો સાંભળે છે તેમ તેઓ નિર્મળ બુદ્ધે જાણેલો ધર્મ સાંભળો. (૯)

૩૮૫. (ભગવાન—) હે ભિક્ષુઓ, મારું સાંભળો. ધૂત–પાપ એવો ધર્મ તમને કહું છું, તેને તમે બધા ધારણ કરો.

અર્થદર્શી મતિમાન ભિક્ષુએ પરિવ્રાજકોને અનુકૂળ એવી હાલચાલ સ્વીકારવી. (૧૦)

૩૮૬. ભિક્ષુએ અકાળે ભિક્ષા માટે જવું નહિ. તેણે વખતસર જ ગામમાં ભિક્ષાએ જવું. કારણકે અકાળે ભિક્ષા માટે જનારાને સંસર્ગ ઉત્પન્ન થાય છે. માટે બુદ્ધ અકાળે ભિક્ષા માટે જતા નથી. (૧૧)

૩૮૭. રૂપ, શબ્દ, રસ, ગંધ અને સ્પર્શ એ પ્રાણીઓને મોહ પમાડનારા વિષયોમાં આસક્તિ છોડીને તેણે બપોરના જમણ માટે ગામમાં જવું. (૧૨)

૩૮૮. વખતસર મળેલી ભિક્ષા ગ્રહણ કરીને ત્યાંથી નીકળી તેણે એકાન્તમાં બેસવું; અધ્યાત્મચિંતનમાં રત અને એકાગ્રચિત્ત થઈને તેણે પોતાના મનને બહાર ન જવા દેવું. (૧૩)

૩૮૯. તે જો શ્રાવક સાથે અથવા બીજા ભિક્ષુની સાથે બોલવા માંડે તો તેણે ફક્ત ઉત્તમ ધર્મ સંબંધે જ બોલવું; ચાડી ખાવી નહિ અને બીજાને દોષ ન દેવો. (૧૪)

૩૯૦. કેટલાક વાદવિવાદથી બીજાનો પરાજય કરવા માગે છે. તે અલ્પ બુદ્ધિવાળા લોકોની અમે પ્રશંસા કરતા નથી. કારણકે તે તે વિષયોમાં તેઓ આસક્ત થાય છે, અને પોતાના ચિત્તને કર્તવ્યથી દૂર લઈ જાય છે. (૧૫)

૩૯૧. વરપ્રજ્ઞ (બુદ્ધ)ના શ્રાવકે સુગતે ઉપદેશેલો ધર્મ સાંભળીને ભિક્ષા, વિહાર, રહેવાની જગ્યા, પાણી, અને ચીવરો ધોવાં વગેરેનું વિચારપૂર્વક સેવન કરવું. (૧૬)

૩૯૨. માટે ભિક્ષા, રહેવાની જગ્યા, પાણી, અને ચીવરો ધોવાં એ બાબતોમાં અનુપલિપ્ત રહીને ભિક્ષુએ કમળ ઉપરના

જલબિંદુની માફક રહેવું. (૧૭)

૩૯૩. હવે જે રીતે વર્તવાથી શ્રાવક સજ્જન થાય તે ગૃહસ્થનું વ્રત હું કહું છું. સપરિગ્રહ ગૃહસ્થ માટે કેવળ ભિક્ષુધર્મ મુજબ વર્તવું શક્ય નથી. (૧૮)

૩૯૪. તેણે પ્રાણહાનિ કરવી નહિ કે કરાવવી નહિ; અથવા એવું કરનારાને ઉત્તેજન આપવું નહિ. સર્વ ભૂતમાત્ર પ્રત્યે, પછી તે સ્થિર હો કે ચર હો, દંડબુદ્ધિ (શિક્ષાવૃત્તિ)નો ત્યાગ કરીને વર્તવું. (૧૯)

૩૯૫. તે પછી સમજુ શ્રાવકે કોઈ જગાએ કોઈ પણ વસ્તુની ચોરી છોડી દેવી, બીજા પાસે ચોરી કરાવવી નહિ, અથવા ચોરી કરનારાને ઉત્તેજન ન આપવું; આ રીતે બધા અદત્તાદાનનો ત્યાગ કરવો. (૨૦)

૩૯૬. તે સુજ્ઞે ધગધગતા સળગતા કોલસાની ખાઈની જેમ અબ્રહ્મચર્યનો ત્યાગ કરવો. પણ જો બ્રહ્મચર્યનું પાલન અશક્ય હોય તો અંતે પરદારગમન તો ન જ કરવું. (૨૧)

૩૯૭. સભામાં, પરિષદમાં અથવા એકલા જ બીજા સાથે બોલતા હોઈએ ત્યારે ખોટું ન બોલવું, બીજા પાસે ન બોલાવવું અને ખોટું બોલનારાને ઉત્તેજન ન આપવું; આ રીતે બધા અસત્યનો ત્યાગ કરવો. (૨૨)

૩૯૮. જે ગૃહસ્થ આ બુદ્ધધર્મ પાળે તેણે મદ્યપાન ન કરવું; બીજાને મદ્ય ન આપવું, અને પીનારાને ઉત્તેજન ન આપવું; તે ઉન્માદકારક છે એમ સમજીને વર્તવું. (૨૩)

૩૯૯. કારણકે દારૂના ઘેનમાં મૂર્ખ લોકો પાપાચરણ કરે છે અને બીજા લોકોને પણ પ્રમત્ત કરે છે. પાપનું આયતન,

ઉન્માદકારક, મોહકારક અને મૂર્ખપ્રિય એવા આ કૃત્યને વર્જ્ય કરવું. (૨૪)

૪૦૦. પ્રાણઘાત ન કરવો, ચોરી ન કરવી, ખોટું ન બોલવું, મદ્યપી ન થવું, અબ્રહ્મચર્ય અને સ્ત્રીસંગથી વિરત થવું, અને અકાળે એટલે રાતે ન જમવું. (૨૫)

૪૦૧. માળા ધારણ ન કરવી, ચંદન ન લગાડવું, સાદી પાટ ઉપર અથવા જમીન ઉપર સૂવું. દુઃખની પાર ગયેલા બુદ્ધે પ્રકાશિત કરેલો આ અષ્ટાંગ ઉપોસથ છે એમ કહે છે. (૨૬)

૪૦૨. અને આ અષ્ટાંગવાળો સુસંપન્ન ઉપોસથ દરપખવાડિયે ચૌદશ, પૂનમ અને આઠમ એ ત્રણ દિવસોએ અને વર્ષાઋતુમાં પ્રસન્ન મનથી પાળવો. (૨૭)

૪૦૩. ત્યારપછી ઉપોસથને બીજે દિવસે પ્રભાતે તે સુજ્ઞે પ્રસન્ન ચિત્તથી ભિક્ષુસંઘનું અનુમોદન કરીને ભિક્ષુઓમાં યથાયોગ્ય અન્ન અને પાન વહેંચવાં. (૨૮)

૪૦૪. ધર્મમાર્ગથી માબાપનું પાલન કરવું અને ધાર્મિક રીતે વેપાર કરવો. આ રીતે ગૃહસ્થ જો સાવધાનતાથી વર્તે તો સ્વયંપ્રભ નામના દેવલોકમાં જન્મ પામે છે. (૨૯)

( ચૂળવગ્ગ બીજો સમાપ્ત )

તેની અનુક્રમણિકા—રતન, આમગંધ, હિરિ, મંગલ, સૂચિલોમ, ધમ્મચરિયા, બ્રાહ્મણધમ્મિક, નાવા, કિંસીલ, ઉટ્ઠાન, રાહુલ, કપ્પ, પરિબ્બાજક અને ધમ્મિક—એ ચૌદ સુત્તો મળીને ચૂળવગ્ગ થાય છે.

# [ મહાવગ્ગ ત્રીજો ]

## ૨૭

### પબ્બજ્જાસુત્ત (૧)

૪૦૫. તે ચક્ષુષ્મંતે પ્રવ્રજ્યા કેમ લીધી અને કયા વિચારથી તેને પ્રવ્રજ્યા ગમી એ કહીને તેની પ્રવ્રજ્યાનું હું વર્ણન કરું છું. (૧)

૪૦૬. ગૃહવસતિ એ ગરદીવાળી અને મેલથી ભરપૂર, અને પ્રવ્રજ્યા એટલે ખુલ્લી હવા, એમ જોઈને તેણે પ્રવ્રજ્યા લીધી. (૨)

૪૦૭. પ્રવ્રજ્યા લઈને તેણે કાયાથી પાપકર્મોનો ત્યાગ કર્યો અને વાચસિક પાપ છોડી દઈને પોતાની ઉપજીવિકા યોગ્ય માર્ગે ચલાવી. (૩)

૪૦૮. બુદ્ધ મગધના ગિરિવ્રજમાં—રાજગૃહમાં ગયા, અને જેના શરીર ઉપર ઉત્તમ લક્ષણો ફેલાયેલાં છે એવા તે ભિક્ષા માટે ફરવા લાગ્યા. (૪)

૪૦૯. પોતાના મહેલ ઉપર બેઠેલા બિંબિસાર રાજાએ તેમને જોયા, અને તે લક્ષણસંપન્નને જોઈને તે રાજા આમ બોલ્યો. (૫)

૪૧૦. જો, જુઓ, આ કોઈ સુંદર, ભવ્ય, પવિત્ર, સારા વર્તન-વાળો અને કેવળ પોતાના પગ ઉપર જ દૃષ્ટિ રાખીને ચાલ્યો જાય છે. (૬)

૪૧૧. જેની દૃષ્ટિ નીચી છે, અને જે સ્મૃતિમાન (દેખાય) છે એવો આ નીચ કુળમાંનો હોય એમ લાગતું નથી. આ ભિક્ષુ કઈ જગ્યાએ જાય છે એ જોવા માટે રાજદૂતોને પાછળ દોડવા દો. (૭)

૪૧૨. આ રીતે મોકલાયેલા તે રાજદૂતો તે ભિક્ષુ ક્યાં જાય છે અને ક્યાં રહે છે તે જોવા માટે તેની પાછળપાછળ ગયા. (૮)

૪૧૩. ગુપ્તેંદ્રિય, સુસંવૃત, સાવધ અને જાગૃત એવા તેણે નાનામોટા ઘરનો ટાળો ન કરતાં ભિક્ષા લઈ ને પોતાનું પાત્ર તરત જ ભરી લીધું. (૯)

૪૧૪. તે મુનિ ભિક્ષા લઈ ને અને નગરમાંથી બહાર નીકળીને વસતિ કરવા માટે પાંડવ પર્વત પાસે આવ્યો. (૧૦)

૪૧૫. વસતિ માટે રહેલા તેને જોઈ ને તે દૂતો ત્યાં જ બેઠા, અને તેમાંના એકે આવીને રાજાને આ હકીકતથી વાકેફ કર્યો. (૧૧)

૪૧૬. મહારાજ, તે ભિક્ષુ ગિરિગહ્વરમાં રહેનાર વાઘની જેમ, ઋષભની જેમ અથવા સિંહની જેમ પાંડવ પર્વતની તળેટીમાં બેઠો છે. (૧૨)

૪૧૭. દૂતનું વચન સાંભળીને તે ક્ષત્રિય રાજા ઉત્તમ વાહનમાં એકદમ પાંડવ પર્વત તરફ જવા ઊપડ્યો. (૧૩)

૪૧૮. વાહનનો જવાનો રસ્તો હતો ત્યાં સુધી વાહનમાં બેસીને અને પછી વાહનમાંથી નીચે ઊતરીને પગે ચાલતો જ તે

ક્ષત્રિય તેની પાસે જઇને બેઠો. (૧૪)

૪૧૯. બેસીને તે રાજાએ તેને કુશળ સમાચાર પૂછ્યા, અને કુશળ સમાચારનું ભાષણ પૂરું કરીને તે આ રીતે બોલ્યો. (૧૫)

૪૨૦. તું યુવાન, નાનો, પૂર્વ વયમાં આવેલો કુમાર છે, કાંતિ અને બાંધાથી સંપન્ન એવો તું જાતવાળા ક્ષત્રિય જેવો દેખાય છે. (૧૬)

૪૨૧. તને હું સંપત્તિ આપું છું તેનો તું ઉપભોગ કર, અને હસ્તિસંઘથી પુરસ્કૃત એવો તું મારી સેનાની આગેવાનીને શોભાવ. માત્ર હું પૂછું છું તેટલું તારી જાતે કહે. (૧૭)

૪૨૨. હે રાજા, અહીંથી સીધા હિમાલયની તળેટીમાં ધન અને શૌર્યથી સંપન્ન કોસલ રાષ્ટ્રમાં ગણનો પ્રદેશ છે. (૧૮)

૪૨૩. ત્યાંના લોકોનું ગોત્ર આદિત્ય છે, અને જાતે તેઓ શાક્ય છે. તે કુળમાંથી નીકળીને મેં પ્રવ્રજ્યા લીધી તે સંપત્તિની ઇચ્છાથી નહિ. (૧૯)

૪૨૪. વિષયોપભોગમાં દોષ અને નૈષ્કર્મ્યમાં નિર્ભયતા જોઈને હું તપાચરણ માટે જાઉં છું; એમાં જ મારા મનને આનંદ આવે છે. (૨૦)

## ૨૮

## પધાનસુત્ત (૨)

૪૨૫. નેરંજરા નદીને કાંઠે યોગક્ષેમનિર્વાણની પ્રાપ્તિ માટેના પ્રયત્નમાં ગરકાવ થયો હતો ત્યારે અત્યંત દક્ષતાથી ધ્યાન કરતાં મને (૧)

૪૨૬. નમુચિ (માર) પાસે આવીને કરુણ વાણીથી કહેવા લાગ્યોઃ તું કૃશ અને દુર્વર્ણ થયો છે, મરણ તારી પાસે આવ્યું છે. (૨)

૪૨૭. મોટેભાગે તો તું મરવાનો. તારા આયુષ્યનો એક ભાગ બાકી છે. ભો, તું જીવતો રહે, જીવવું સારું છે; જીવવાથી તું પુણ્ય કરી શકીશ. (૩)

૪૨૮. બ્રહ્મચર્યનું આચરણ અને અગ્નિહોત્રનું પાલન કરવાથી તને પુષ્કળ પુણ્ય મળશે. આ નિર્વાણનો પ્રયત્ન કરવામાં શો લાભ છે? (૪)

૪૨૯. નિર્વાણના પ્રયત્નનો માર્ગ કઠિન દુર્ધર છે. આ ગાથાઓ બોલીને માર બુદ્ધની સામે ઊભો રહ્યો. (૫)

૪૩૦. એમ બોલનારા તે મારને ભગવાને કહ્યું કે હે પ્રમત્તબંધુ પાપી માર, તું શા માટે આવ્યો છે તે હું જાણું છું. (૬)

૪૩૧. તે પુણ્યની મારે લેશ પણ જરૂર નથી. જેને એવું પુણ્ય જોઈતું હોય તેને આવી વાતો તારે કહેવી. (૭)

૪૩૨. મારામાં શ્રદ્ધા છે, ઉત્સાહ છે અને પ્રજ્ઞા છે. આ પ્રમાણે હું દૃઢચિત્ત હોવા છતાં તું મને જીવવાનું કેમ કહે છે ? (૮)

૪૩૩. મારા શરીરમાંનો આ (ઉત્સાહરૂપી) પવન નદીઓના પ્રવાહને પણ શોષી લે, તો પછી મારું લોહી કેમ ન શોષે ? (૯)

૪૩૪. રક્ત શોષાઈ જવાથી પિત્ત અને કફ શોષાય છે, અને માંસ ક્ષીણ થવાથી પ્રજ્ઞામાં વૃદ્ધિ થાય છે; અને મારી સ્મૃતિ, પ્રજ્ઞા અને સમાધિ વધારે સ્થિર થાય છે. (૧૦)

૪૩૫. આ પ્રમાણે ઉત્તમ અનુભવ પ્રાપ્ત કરીને રહેવાથી મારું ચિત્ત કામોપભોગની અપેક્ષા રાખતું નથી. આ તું સત્ત્વ-શુદ્ધિ જો ! (૧૧)

૪૩૬. કામોપભોગ એ તારી પહેલી સેના છે, બીજી અરતિ, ત્રીજી ભૂખતરસ, અને ચોથી તૃષ્ણા, (૧૨)

૪૩૭. પાંચમી આળસ, છઠ્ઠી સેના ભીતિ, સાતમી કુશંકા; આઠમી અનાદરબુદ્ધિ અને કઠિનતા, (૧૩)

૪૩૮. લાભ, કીર્તિ અને સત્કાર, અને ખોટા માર્ગે સંપાદન કરેલ યશ જેનાથી મનુષ્ય આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. (૧૪)

૪૩૯. હે નમુચિ, તારી કૃષ્ણની બીજા ઉપર પ્રહાર કરનારી આ સેના છે. તેને દુર્બળ માણસ જીતી શકતો નથી, પણ જે (શૂરવીર) તેને જીતે છે તે સુખ મેળવે છે. (૧૫)

૪૪૦. આ હું મુંજઘાસ ધારણ કરું છું. (પાછો ફરનારા) મારા જીવિતને ધિક્કાર હો! પરાજય પામીને જીવવા કરતાં લડાઈમાં મરણ પામવું વધારે સારું છે. (૧૬)

૪૪૧. કેટલાક શ્રમણબ્રાહ્મણો તારા આ સૈન્યમાં નિમગ્ન થવાથી પ્રકાશિત થતા નથી, અને જે માર્ગે સુવ્રત જાય છે તે માર્ગ તેઓ જાણતા નથી. (૧૭)

૪૪૨. ચારે કોર યુદ્ધ માટે તૈયાર થયેલી મારસેનાને અને વાહનારૂઢ મારને જોઈને તે મને સ્થાનભ્રષ્ટ ન કરે એટલા માટે હું યુદ્ધ માટે આગળ આવું છું. (૧૮)

૪૪૩. જે તારી સેનાની સામે દેવો અને મનુષ્યો ટકી શકતા નથી તેનો કાચા માટીના વાસણને જેમ પથ્થરથી ફોડવામાં આવે તેમ હું મારી પ્રજ્ઞાથી વિધ્વંસ કરું છું. (૧૯)

૪૪૪. મારા સંકલ્પો સ્વાધીન રાખીને, સ્મૃતિ સુસ્થિત કરીને અનેક શ્રાવકોને ઉપદેશ આપતો હું દેશેદેશ ફરતો રહીશ. (૨૦)

૪૪૫. તે પ્રમત્ત દૃઢ ચિત્તવાળા થઈને મારા ઉપદેશ મુજબ વર્તનારા લોકો તારી ઇચ્છા વિરુદ્ધ એવે સ્થાને જશે કે જ્યાં જઈને શોક કરતા નથી. (૨૧)

---

૪૪૦. શૂરવીર યોદ્ધાઓ લડાઈમાં જતી વખતે માથા ઉપર, તલવાર ઉપર અથવા વાવટા ઉપર મુંજ નામનું ઘાસ બાંધતા. તેનો અર્થ તો એટલો જ કે લડાઈમાં મરીશું પણ હારીને પાછા નહિ આવીએ.

૪૪૬. (માર—) ભગવાનની પાછળપાછળ સાત વરસ સુધી મેં ફર્યા કર્યું, પણ આ સ્મૃતિમાન સંબુદ્ધનું છિદ્ર મને હાથ ન આવ્યું! (૨૨)

૪૪૭. અહીં કંઈક મૃદુ (માંસ) હશે અને આસ્વાદ હશે એવી સમજણથી કાગડો એક મેદવર્ણ પાષાણની પાસે આવ્યો. (૨૩)

૪૪૮. પણ તેમાં કંઈ જ આસ્વાદ ન મળ્યાથી કાગડો ત્યાંથી ચાલ્યો ગયો. તે કાગડો જેમ તે શિલા ઉપર પ્રહાર કરીને નિરાશ થઈને ચાલતો થયો તેમ હું ગોતમ પાસેથી નિરાશ થઈને ચાલ્યો જાઉં છું. (૨૪)

૪૪૯. શોકાકુલ થયેલ તે મારની બગલમાંથી વીણા નીચે પડી. તદનંતર ખિન્ન થયેલો તે યક્ષ ત્યાં જ અંતર્ધાન પામ્યો. (૨૫)

## ૨૯

## સુભાસિતસુત્ત (૩)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. ત્યાં ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, "હે ભિક્ષુઓ." તે ભિક્ષુઓએ ભગવાનને જવાબ આપ્યો, "ભદન્ત." ત્યારે ભગવાન બોલ્યા, "ભિક્ષુઓ, ચાર અંગોથી જે સંપન્ન હોય તે સુભાષિત વાણી; તે દુર્ભાષિત નહિ. તે નિર્દોષ અને પંડિતોને માન્ય છે. તે ચાર અંગો કયાં? કોઈ ભિક્ષુ સુભાષિત જ બોલે છે, દુર્ભાષિત બોલતો નથી. ધર્મ જ બોલે છે, અધર્મ બોલતો નથી. પ્રિય જ બોલે છે, અપ્રિય બોલતો નથી. સત્ય જ બોલે છે, અસત્ય બોલતો નથી. આ ચારે અંગોથી જે સંપન્ન હોય તે સુભાષિત વાણી, તે દુર્ભાષિત નહિ; તે નિર્દોષ અને પંડિતોને માન્ય છે." એમ ભગવાન બોલ્યા. એમ બોલ્યા પછી તે સુગત શાસ્તાએ કહ્યું:

૪૫૦. સન્તો કહે છે કે સુભાષિત વાચા ઉત્તમ; બીજું,

ધર્મ બોલવો, અધર્મ ન બોલવો; ત્રીજું, પ્રિય બોલવું, અપ્રિય ન બોલવું; અને ચોથું, સત્ય બોલવું, અસત્ય ન બોલવું. (૧)

તે પછી આયુષ્માન વંગીસ આસન ઉપરથી ઊઠયો અને એક ખભે ચીવર રાખીને ભગવાનની સામે હાથ જોડીને ભગવાનને કહ્યું, "ભગવન્, હું બોલવા માગું છું." ભગવાને કહ્યું, "વંગીસ, તારે જે બોલવું હોય તે બોલ." ત્યારે આયુષ્માન વંગીસે યોગ્ય ગાથાઓથી તેમની સમક્ષ સ્તુતિ કરી.

૪૫૧. જેનાથી આપણને પશ્ચાત્તાપ કરવાનો વખત આવતો નથી અને બીજાને હેરાનગતિ ભોગવવી નથી પડતી તે જ ખરી સુભાષિત વાણી છે. (૨)

૪૫૨. બીજાને ગમતી પ્રિય વાણી જ ઉચ્ચારવી, જેનાથી બોલનારો બીજાના દોષો ન જોતાં જેટલું પ્રિય તેટલું જ બોલે છે. (૩)

૪૫૩. પણ સત્ય વાણી એ અમૃતવાણી છે અને તે સનાતન ધર્મ છે. સત્ય, સદર્થ અને ધર્મમાં સંતો દૃઢ રહે છે. (૪)

૪૫૪. નિર્વાણપ્રાપ્તિ માટે અને દુઃખનો અંત કરવા માટે બુદ્ધ જે ક્ષેમકારક વાચા બોલે છે તે સર્વ વાચાઓમાં ઉત્તમ વાચા છે. (૫)

## ૩૦

## સુંદરિક ભારદ્વાજસુત્ત (૪)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન કોસલ દેશમાં સુંદરિકા નદીને તીરે વસતા હતા. તે સમયે સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણ સુંદરિકા નદીને કાંઠે અગ્નિપૂજા કરતો હતો અને અગ્નિહોત્ર રાખતો હતો. ત્યારે અગ્નિની પૂજા કરીને અને અગ્નિહોત્રનું કામ આટોપીને, હવ્યશેષ અન્ન ખાનારો કોઈ છે કે કેમ એ જોવા માટે ચારે દિશાએ અવલોકન કરવા લાગ્યો. ત્યારે સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણે પાસેના એક વૃક્ષની નીચે માથે ઓઢીને બેઠેલા ભગવાનને જોયા. જોયા પછી ડાબા હાથમાં હવ્યશેષ અન્ન લઈને અને જમણા હાથમાં કમંડલુ લઈને તે ભગવાન પાસે આવ્યો. એટલે સુંદરિક ભારદ્વાજનો પગરવ સાંભળીને ભગવાને માથા ઉપરથી વસ્ત્ર દૂર કર્યું. એટલે 'આ તે મુંડ છે, મુંડક છે,' એમ કહીને સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણ ત્યાંથી જ પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યો. પણ સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણને એમ લાગ્યું કે "મુંડોમાં કેટલાક બ્રાહ્મણો

પણ હોય છે, માટે આની પાસે જઈને એની નાતજાત પૂછવી એ ઠીક છે." તેથી સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો. આવીને ભગવાનને પૂછ્યું, "તારી જાત કઈ?" એટલે ભગવાને સુંદરિક બ્રાહ્મણને નીચેની ગાથાઓ કહીઃ

૪૫૫. હું બ્રાહ્મણ નથી કે રાજપુત્ર નથી, વૈશ્ય નથી કે કોઈ નથી. સામાન્ય માણસોનું ગોત્ર જાણીને અકિંચન એવો હું ઇહલોકમાં પ્રજ્ઞાપૂર્વક વર્તું છું. (૧)

૪૫૬ સંઘાટિ (ચીવર) ઓઢીને, મુંડન કરીને, શાંતચિત્ત, ગૃહરહિત, અને મનુષ્યોથી અલિપ્ત થઈને હું લોકોમાં ફર્યા કરું છું. માટે હે બ્રાહ્મણ, તારો આ ગોત્ર સંબંધી પ્રશ્ન નિરર્થક છે.(૨)

૪૫૭. (ભારદ્વાજ—) જો, બ્રાહ્મણો બ્રાહ્મણને 'તું બ્રાહ્મણ છે કે?' એમ પૂછે છે. (ભગવાન—) તું તારી જાતને બ્રાહ્મણ કહેવરાવે છે અને મને અબ્રાહ્મણ કહે છે, તો હું તને ત્રણ પાદવાળી અને ચોવીશ અક્ષરોવાળી સાવિત્રી પૂછું છું. (૩)

૪૫૮. (ભારદ્વાજ—) ઋષિ, ક્ષત્રિયો, બ્રાહ્મણો અને બીજા મનુષ્યો આ જગતમાં દેવોને ઉદ્દેશીને જુદાજુદા યજ્ઞો શા માટે કરે છે? (ભગવાન—) હું કહું છું કે યજ્ઞ વખતે દુઃખાંતગને અને વેદપારગને જેના તરફથી દાન મળે તેનો યજ્ઞ સફળ થાય. (૪)

૪૫૯. ખાતરીથી મારો યજ્ઞ સફળ થશે, એમ બ્રાહ્મણ બોલ્યો, (કારણકે) મને તમારા જેવા વેદપારગની મુલાકાત થઈ. તમારા જેવાની મુલાકાત ન થવાથી બીજા માણસોને પુરોડાશ દેવો પડે છે. (૫)

૪૬૦. (ભગવાન—) એમ હોય તો, હે બ્રાહ્મણ, સદર્થની ઇચ્છા કરવાવાળો તું મારી પાસે આવ અને મને પ્રશ્ન પૂછ.

આ જગતમાં શાંત, નિર્ધૂમ, નિર્દુઃખ, નિસ્તૃષ્ણ અને સુજ્ઞ કોણ એ તું જાણી શકીશ. (૬)

૪૬૧. હે ગોતમ, હું યજ્ઞમાં રત છું. યજ્ઞ કરવાની મારી ઈચ્છા છે, પણ આ હું જાણુતો નથી. મને આપ ઉપદેશ આપો. કેવા પાત્રને દાન આપવાથી તે ફલદાયક થાય છે એ મને કહો.(૭)

એમ હોય તો હે બ્રાહ્મણ, ધ્યાન આપ. હું તને ધર્મોપદેશ આપું છું:

૪૬૨. તું જાત ન પૂછ, આચરણ પૂછ, કારણકે લાકડામાંથી પણ અગ્નિ થાય છે, અને નીચ કુળમાં જન્મેલો પણ ધૈર્યશાળી, સમજુ અને પાપની લજ્જા ધરાવનારો એવો મુનિ થાય છે. (૮)

૪૬૩. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે છે તેણે સત્યથી દાન્ત, દમયુક્ત, વેદપારગ અને બ્રહ્મચર્યને પૂર્ણત્વે પહોંચાડનારા એવાને વખતોવખત હવ્ય આપવું. (૯)

૪૬૪. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે છે તેણે જેઓ સરળ કાંઠલાની જેમ વર્તનાર, સુસંયતાત્મા, કામોપભોગ છોડીને ગૃહરહિત થાય છે તેમને વખતોવખત હવ્ય આપવું. (૧૦)

૪૬૫. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે છે તેણે રાહુ-ગ્રહણથી મુક્ત ચંદ્રની જેમ વીતરાગ અને સુસમાહિતેંદ્રિય હોય તેને વખતોવખત હવ્ય આપવું. (૧૧)

૪૬૬. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે છે તેણે જે સ્મૃતિમાન, મમત્વત્યાગી અને અનાસક્ત થઈને આ જગતમાં વિચરે છે તેમને વખતોવખત હવ્ય આપવું. (૧૨)

૪૬૭. જે કામોપભોગ છોડીને અજેયપણે ફરનારો હોય, જેણે જન્મમરણનો અંત જાણ્યો, જે ઠંડા જલાશયના જેવો

શાંત હોય એવો તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે (૧૩)

૪૬૮. તથાગત સમમાર્ગે ચાલનારાની સાથે સમત્વથી વર્તે છે પણ વિષમમાર્ગે ચાલનારાથી દૂર રહે છે; તેની પ્રજ્ઞાને પાર નથી અને તે ઇહલોક અને પરલોકમાં બદ્ધ થતો નથી. આવો તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૧૪)

૪૬૯. જેના અંતઃકરણમાં માયા કે અહંકાર નથી, જે નિર્લોભ, અમમ, નિઃસ્પૃહ, વિગતક્રોધ અને શાંત છે, અને જે બ્રાહ્મણે શોકમલનો ત્યાગ કર્યો તે તથાગત પુરાડોશ દેવા યોગ્ય છે. (૧૫)

૪૭૦. મનની વાસનાઓનો જેણે ત્યાગ કર્યો, જેને કશાનો પણ પરિગ્રહ નથી, અને જે ઇહલોક તથા પરલોકની આશા ધરાવતો નથી તે તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૧૬)

૪૭૧. જે સમાહિત ઓઘ તરી ગયો હોય, જેણે પરમાર્થ-દષ્ટિથી ધર્મ જાણ્યો, તે ક્ષીણાસ્રવ અંતિમદેહધારી તથાગત પુરો-ડાશ દેવા યોગ્ય છે. (૧૭)

૪૭૨. જેની સંસારવાસના અને કઠોરવાચા દગ્ધ થઈ અને અસ્તગત થઈને નાશ પામી તે વેદપારગ, સર્વ રીતે મુક્ત, તથા-ગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૧૮)

૪૭૩. સંગાતીત થવાને લીધે જેને સંગ રહ્યા નથી, જે અહંકારબદ્ધ લોકોમાં અહંકારમુક્ત છે, જે દુઃખના ક્ષેત્રસહિત દુઃખને જાણે છે તે તથાગત પુરાડોશ દેવા યોગ્ય છે. (૧૯)

૪૭૪. આશામાં ન બંધાતાં જે વિવેકદર્શી છે, જે સાંપ્રદાયિક દષ્ટિની પાર ગયો છે, અને જે વાસનામુક્ત છે તે તથાગત પુરાડોશ દેવા યોગ્ય છે. (૨૦)

૪૭૫. જેણે નાનામોટા સંસ્કાર જાણીને દગ્ધ કર્યા, જેના તે (સંસ્કારો) રહ્યા નથી, જે શાંત અને તૃષ્ણાના ક્ષયથી વિમુક્ત છે તે તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૨૧)

૪૭૬. જન્મક્ષયાન્ત જોનારા એવા જેણે સંયોજનો અને અશેષ કામપથનો ત્યાગ કર્યો, જે શુદ્ધ, નિર્મલ, નિર્દોષ અને અપાપ છે તે તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૨૨)

૪૭૭. જે મનથી ભિન્ન જુદો આત્મા જોતો નથી, જે સમાહિત, સરળ અને સ્થિતાત્મા છે તે અપ્રકંપ્ય, કાઠિન્ય-રહિત નિઃશંક તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૨૩)

૪૭૮. જેના અંતઃકરણમાંથી અજ્ઞાનહેતુ નાશ પામ્યા હોય, જે સર્વ પદાર્થો તરફ જ્ઞાનદષ્ટિથી જુએ છે, જે અંતિમ શરીર ધારણ કરે છે, કલ્યાણકારક લોકોત્તર સંબોધ પામવાથી જેની આત્મશુદ્ધિ થઇ હોય તે તથાગત પુરોડાશ દેવા યોગ્ય છે. (૨૪)

૪૭૯. (બ્રાહ્મણ—) આજે મને તમારા જેવો વેદપારગ મળ્યો, એટલે મારું હવ્ય યથાર્થ હવ્ય થવા દો. સાક્ષાત્ બ્રહ્મા એવા ભગવાન આ મારું ગ્રહણ કરો. ભગવાન આ પુરોડાશનું ભોજન કરો. (૨૫)

૪૮૦. (ભગવાન—)આ અન્ન સંબંધે હું ગાથા બોલ્યો, એટલે તે હું સ્વીકારી શકું નહિ. હે બ્રાહ્મણ, (તેનો સ્વીકાર કરવો) એ સમજુનો ધર્મ નથી. જે અન્ન સંબંધે ગાથા બોલાઈ તે અન્ન બુદ્ધ સ્વીકારતા નથી. સદાચાર માટે આ રીત ઉત્તમ છે. (૨૬)

૪૮૧. કૈવલ્ય જેણે પ્રાપ્ત કર્યું છે એવા ક્ષીણપાપ અને

શંકા જેની શાંત થઈ છે એવા મહર્ષિની તું અન્ય અન્ન-પાનથી સેવા કર. કારણકે પુણ્યેચ્છુને તે પુણ્યક્ષેત્ર જેવો છે. (૨૭)

૪૮૨. (બ્રાહ્મણ—) હે ભગવન્, જે મારા જેવાની દક્ષિણા લેવાને યોગ્ય અને યજ્ઞકાલે જે મળ્યો હોય તો આપના શાસનનો મને લાભ થાય એવો કોણ એ મને સમજાવો. (૨૮)

૪૮૩. (ભગવાન—) જેનામાં સ્પર્ધા ન હોય, જેનું ચિત્ત નિર્મળ હોય, જે કામોપભોગમુક્ત હોય, જેનું આળસ દૂર થયું હોય, (૨૯)

૪૮૪. જેણે સ્વપરની સીમાનું ઉલ્લંઘન કર્યું હોય, જે જન્મમરણના જ્ઞાનમાં કુશળ હોય એવો મૌનસંપન્ન મુનિ યજ્ઞ વખતે આવે તો (૩૦)

૪૮૫. ભવાં ન ચડાવતાં હાથ જોડીને તેને નમસ્કાર કરવો અને અન્નપાનથી તેની પૂજા કરવી. આ રીતે આપેલી દક્ષિણા ફળદ્રુપ થાય છે. (૩૧)

૪૮૬. (બ્રાહ્મણ—) લોકોત્તર પુણ્યક્ષેત્ર, સર્વ લોકોને પૂજનીય એવા ભવાન બુદ્ધ પુરોડાશ દેવા યોગ્ય છે. ભગવાનને આપેલું મહાફલદાયક થાય છે. (૩૨)

તે પછી સુંદરિક ભારદ્વાજ બ્રાહ્મણે ભગવાનને કહ્યું, "ધન્ય, ધન્ય, ભો ગોતમ...(વગેરે કસિભારદ્વાજસુત્તને અંતે જુઓ)...આયુષ્માન સુંદરિક ભારદ્વાજ અરહંતોમાંનો એક થયો.

## ૧૩

## માઘસુત્ત (૫)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન રાજગૃહમાં ગૃધ્ર-કૂટ પર્વત ઉપર રહેતા હતા. તે વખતે માણવ (વિદ્યાર્થી) માઘ ભગવાન પાસે આવ્યો. આવીને તેણે ભગવાનને કુશળ સમાચાર પૂછ્યા. કુશળ સમાચારનું ભાષણ પૂરું કરીને તે એક બાજુએ બેઠો. એક બાજુએ બેઠેલા તે માઘે ભગવાનને કહ્યું, " ભો ગોતમ, હું દાયક, દાનપતિ, વદાન્ય અને યાચકપ્રિય છું; હું ધર્મમાર્ગે સંપત્તિ મેળવું છું. ધર્મમાર્ગે સંપત્તિ મેળવીને તે ધર્મમાર્ગે ઉપાર્જિત કરેલ સંપત્તિમાંથી એકને પણ આપું છું, બેને પણ આપું છું, ત્રણને પણ આપું છું, ચારને પણ આપું છું, પાંચને પણ આપું છું, છને પણ આપું છું, સાતને પણ આપું છું, આઠને પણ આપું છું, નવને પણ આપું છું, દસને પણ આપું છું, વીસને પણ આપું છું, ત્રીસને પણ આપું છું, ચાળીસને પણ આપું છું, પચાસને પણ આપું છું, સોને પણ આપું છું, તે કરતાં વધારે માણસોને પણ આપું છું. ભો

ગોતમ, આ રીતે આપતાં, આ રીતે યજ્ઞ કરતાં મારું પુણ્ય ખૂબ વધે છે ખરું ?" "હે માણવ (વિદ્યાર્થી), આ પ્રમાણે આપતાં, આ રીતે યજ્ઞ કરતાં તારું પુણ્ય જરૂર વધે છે. હે માણવ, જે દાયક, દાનપતિ, વદાન્ય અને યાચકપ્રિય માણસ ધર્મમાર્ગે...સોને પણ આપે છે, તે કરતાં વધારે માણસોને પણ આપે છે, તેનું પુણ્ય પુષ્કળ વધે છે." તે માઘ માણવે ભગવાનને નીચે પ્રમાણે ગાથાઓ કહીઃ

૪૮૭. કષાય વસ્ત્ર ધારણ કરનાર, ગૃહરહિત ફરનાર, અને સમયોચિત બોલનાર ભવાન ગોતમને હું પૂછું છું કે—એમ માઘ માણવ બોલ્યો—ઇહલોકમાં બીજાને અન્નપાનદાન દેનારો જે યાચકપ્રિય દાનપતિ ગૃહસ્થ પુણ્યની અપેક્ષાથી પુણ્યપ્રાપ્તિ માટે યજ્ઞ કરે છે એવા યજમાનનું દાન કયા પાત્રે આપ્યાથી શુદ્ધ થાય છે ? (૧)

૪૮૮. હે માઘ, બીજાને ઇહલોકમાં અન્નપાનદાન આપનારો—એમ ભગવાન બોલ્યા—જે યાચકપ્રિય દાનપતિ ગૃહસ્થ પુણ્યની અપેક્ષાથી પુણ્યપ્રાપ્તિ માટે યજ્ઞ કરે તેણે દક્ષિણાર્હોની આરાધના કરવી. (૨)

૪૮૯. ઇહલોકમાં બીજાને અન્નપાનદાન દેનારો એમ માઘ બોલ્યો—જે યાચકપ્રિય, દાનપતિ ગૃહસ્થ પુણ્યની અપેક્ષાથી પુણ્યપ્રાપ્તિ માટે યજ્ઞ કરે છે તેને, હે ભગવન્, કયા કયા દક્ષિણાર્હ કહેવાય એ કહો. (૩)

૪૯૦. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ આ જગતમાં અનાસક્ત, અકિંચન, કેવલી અને યતાત્મા થઈને રહે છે તેઓને વખતોવખત હવ્ય આપવું. (૪)

૪૯૧. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ સર્વ સંયોજનબંધનો તોડનારા, દાન્ત, વિમુક્ત, નિર્દુઃખ અને નિસ્તૃષ્ણ હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૫)

૪૯૨. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ સર્વ સંયોજનોથી મુક્ત, દાન્ત, વિમુક્ત, નિર્દુઃખ અને નિસ્તૃષ્ણ હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૬)

૪૯૩. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ કામ, ક્રોધ અને મોહને ત્યાગીને બ્રહ્મચર્યનું પૂર્ણ પાલન કરનારા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૭)

૪૯૪. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓના અંતઃકરણમાં માયા અને અહંકાર ન હોય, જે વીતલોભ, અમમ અને નિસ્તૃષ્ણ હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૮)

૪૯૫. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ તૃષ્ણામાં ન ફસાયા હોય, ઓઘ પાર કરીને જેઓ અમમ રહ્યા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૯)

૪૯૬. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે શાશ્વત થવા માટે કે ઉચ્છેદ પામવા માટે, ઇહલોક કે પરલોકમાં લઈ જવા માટે જેઓનામાં તૃષ્ણા નથી તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૦)

૪૯૭. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ કામોપભોગનો ત્યાગ કરીને સરળ કાંઠલા પ્રમાણે સુસંયતાત્મા અને ગૃહરહિત થઈને ફરતા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૧)

૪૯૮. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ વીતરાગ, સુસમાહિતેંદ્રિય અને રાહુગ્રહણમુક્ત ચંદ્રની જેમ મુક્ત હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૨)

૪૯૯. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ શમિતપાપ, વીતરાગ અને અકોપ હોય, જેઓને ઇહલોક છોડયા પછી પુનર્જન્મ લેવાનો ન હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૩)

૫૦૦. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ અશેષ જન્મમરણ છોડીને સર્વ શંકાની પાર ગયા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૪)

૫૦૧. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જેઓ અકિંચન હોય, સર્વ રીતે વિમુક્ત હોય, અને આ જગત (રૂપી સમુદ્ર)માં આત્માને (ચિત્તને) દ્વીપ બનાવીને રહેતા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૫)

૫૦૨. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જે પોતાની જાતને યથાર્થ રીતે ઓળખતા હોય, આ પોતાનો છેલ્લો જન્મ છે અને હવે પછી પુનર્જન્મ નથી એ જાણતા હોય તેઓને વખતોવખત હવ્ય આપવું. (૧૬)

૫૦૩. જે બ્રાહ્મણ પુણ્યની અપેક્ષાથી યજ્ઞ કરે તેણે જે વેદપારગ, ધ્યાનરત, સ્મૃતિમાન, સંબોધપ્રાપ્ત અને ઘણાને તારનારો હોય તેને વખતોવખત હવ્ય આપવું. (૧૭)

૫૦૪. (માઘ—) મારી પૃચ્છા સફળ થઈ. કોને દક્ષિણાર્હ ગણવા એ ભગવાને કહી બતાવ્યું. આ આપ યથાર્થ રીતે જાણો છો, કારણ આ ધર્મની આપને માહિતી છે. (૧૮)

૫૦૫. આ જગતમાં બીજાને અન્નપાનદાન દેનારો જે યાચકપ્રિય દાનપતિ ગૃહસ્થ—એમ માઘ માણવ બોલ્યો—પુણ્યની અપેક્ષાથી પુણ્યપ્રાપ્તિ માટે યજ્ઞ કરે તેની, હે ભગવન્, યજ્ઞ-સંપદા કઈ કહેવાય એ કહો. (૧૯)

૫૦૬. હે માઘ, યજમાન થઈને યજ્ઞ કર—એમ ભગવાન બોલ્યા—દરેક કાળે ચિત્તને પ્રસન્ન રાખ. યજમાનને માટે યજ્ઞ આલંબન જેવો છે. તેના ઉપર સ્થિર થઈને યજમાન દ્વેષનો ત્યાગ કરે છે. (૨૦)

૫૦૭. તે વીતરાગ દ્વેષનો ત્યાગ કરીને અપ્રમાણ મૈત્રી-ભાવના કરનારો, રાતદિવસ જાગૃત રહીને બધી દિશાઓ (મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા આ) અપ્રમાણ ભાવના-ઓથી વ્યાપ્ત કરે છે. (૨૧)

૫૦૮. (માઘ—) કોણ શુદ્ધ થાય છે, કોણ મુક્ત થાય છે, કોણ બદ્ધ થાય છે, કેવા ચિત્તથી બ્રહ્મલોકમાં જાય છે, આ હે મુનિ, મને ખબર ન હોવાથી પૂછું છું તો મને કહો. કારણકે આજે જાણે કે સાક્ષાત્ બ્રહ્માની જેમ જ આપ ભગવાન મળ્યા છો. હે દ્યુતિમન, તમે ખરેખર જ અમારે માટે બ્રહ્મસમ છો. એટલે મનુષ્ય બ્રહ્મલોકમાં કેમ જાય છે તે કહો. (૨૨)

૫૦૯. હે માઘ, જે ત્રિવિધ યજ્ઞસંપદાથી યજ્ઞ કરે છે—એમ ભગવાન બોલ્યા—જે એવા દક્ષિણાર્હોની આરાધના કરે તે ખરો યાચકપ્રિય આ પ્રમાણે યજ્ઞ કરીને બ્રહ્મલોકમાં જાય છે એમ હું કહું છું. (૨૩)

આમ કહ્યા પછી માઘ માણવે ભગવાનને કહ્યું, "ધન્ય, ધન્ય ભો ગોતમ... આજથી આમરણ શરણે ગયેલો હું ઉપાસક છું એમ ભવાન ગોતમે જાણવું."

---

૫૦૯. ત્રિવિધ યજ્ઞસંપદા એટલે દાન આપતા પહેલાં સંતોષ, આપતી વખતે સંતોષ, અને આપ્યા પછી સંતોષ. દીઘનિકાય, કૂટદન્તસુત્તમાં આને તિસ્સો વિધા નામ આપ્યું છે. ( રાજવાડેનું મરાઠી ભાષાંતર: પૃષ્ઠ ૧૫૯).

## ૩૨

## સભિયસુત્ત (૬)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન રાજગૃહના વેણુવનમાં કલંદકનિવાપમાં રહેતા હતા. તે વખતે એક દેવે જે તારા આ પ્રશ્નોનો જવાબ આપે તેનો તું શિષ્ય થજે એમ કહીને કેટલાક પ્રશ્નો શીખવ્યા હતા. આ દેવ પૂર્વજન્મમાં સભિય પરિવ્રાજકનો સગો થતો હતો, એટલે આ પ્રશ્નો શીખીને તે, જે શ્રમણબ્રાહ્મણો સંઘનાયક, ગણનાયક, ગણાચાર્ય, પ્રસિદ્ધ, યશસ્વી, તીર્થંકર, અને બહુજનને સાધુસંમત—પૂરણ કાશ્યપ, મસ્કરી ગોસાલ, અજિત કેસકંબલી, પકુધ કાત્યાયન, સંજય બેલટ્ઠપુત્ર અને નિર્ગ્રંથ નાથપુત્ર જેવા—લોકોની પાસે જઈને તે પ્રશ્નો પૂછતો. સભિય પરિવ્રાજક પ્રશ્ન પૂછતો ત્યારે તેઓ તેના જવાબ આપી શકતા નહોતા, જવાબ ન આપી શકવાથી કોપ, દ્વેષ અને દૌર્મનસ્ય પ્રગટ કરતા, અને સભિય પરિવ્રાજકને જ સામું પૂછતા. એથી સભિય પરિવ્રાજકને લાગ્યું કે ભદંત, શ્રમણબ્રાહ્મણ, સંઘનાયક, ગણનાયક......નિર્ગ્રંથ

નાથપુત્રને હું પ્રશ્નો પૂછું છું ત્યારે જવાબ આપી શકતા નથી, જવાબ ન આપી શકવાથી કોપ, દ્વેષ અને દૌર્મનસ્ય પ્રગટ કરે છે અને મને જ સામું પૂછે છે. એટલે આ પ્રવ્રજ્યા છોડીને ફરી પાછા ગૃહસ્થ બનવું એ જ ઠીક છે. તોપણ સભિય પરિવ્રાજકને લાગ્યું કે આ શ્રમણ ગોતમ પણ સંઘનાયક, ગણનાયક, ગણાચાર્ય, પ્રસિદ્ધ, યશસ્વી, તીર્થંકર અને અનેક માણસોને સાધુસંમત છે, તો તેની પાસે જઈને તેને પ્રશ્ન પૂછવા એ સારું છે. ત્યારે સભિય પરિવ્રાજકને લાગ્યું કે જેઓ ભવંત શ્રમણબ્રાહ્મણ, જીર્ણ, વૃદ્ધ, ઘરડા, ઉત્તરાવસ્થાને પ્રાપ્ત થયેલા, વયાતીત, સ્થવિર, જૂના અને ચિરકાળ પ્રવ્રજિત, સંઘનાયક, ગણનાયક, ગણાચાર્ય, પ્રસિદ્ધ, યશસ્વી, તીર્થંકર, અનેક જણાને સાધુસંમત...તેઓને પ્રશ્ન પૂછતાં જવાબ આપી શકતા નથી, જવાબ ન આપી શકવાથી કોપ, દ્વેષ અને દૌર્મનસ્ય પ્રગટ કરે છે અને મને સામું પૂછે છે; તો પછી આ પ્રશ્નો શ્રમણ ગોતમને પૂછતાં તે મને જવાબ કેમ આપી શકશે? કારણકે શ્રમણ ગોતમ ઉમ્મરે યુવાન છે, અને હજી હમણાં જ પ્રવ્રજ્યા લીધી છે. તોપણ સભિય પરિવ્રાજકને લાગ્યું કે શ્રમણ તરુણ હોય તોપણ તેની અવજ્ઞા કે અવગણના ન કરવી જોઈએ. કોઈ કોઈ તરુણ શ્રમણ પણ મહાઋદ્ધિમાન મહાનુભાવ હોય છે, માટે શ્રમણ ગોતમ પાસે જઈને તેને આ પ્રશ્નો પૂછવા ઠીક છે. ત્યારપછી સભિય પરિવ્રાજક રાજગૃહના પ્રવાસે નીકળ્યો. અનુક્રમે પ્રવાસ કરતાં કરતાં તે રાજગૃહના વેણુવનમાં કલંદકનિવાપમાં જ્યાં ભગવાન રહેતા હતા ત્યાં આવ્યો. ત્યાં આવીને તેણે

ભગવાનને કુશળ સમાચાર પૂછ્યા. કુશળ સમાચારાદિ ભાષણ પૂરું કરીને તે એક બાજુએ બેઠો. એક બાજુએ બેસીને સભિય પરિવ્રાજકે ભગવાનને ગાથા દ્વારા નીચે મુજબ કહ્યું:

૫૧૦. શંકા અને સંશયવાળો હું—એમ સભિય બોલ્યો—પ્રશ્નો પૂછવાના હેતુથી આવ્યો છું. તે પ્રશ્નોના તમે જવાબ આપનારા થાઓ, અને ધર્મને અનુસરીને જવાબ આપો. (૧)

૫૧૧. હે સભિય—એમ ભગવાન બોલ્યા—તું દૂરના પ્રદેશમાંથી પ્રશ્ન પૂછવાના હેતુથી આવ્યો છે. તે તું પૂછીશ એટલે હું તેના ઉકેલ આપીશ અને ધર્મને અનુસરીને જવાબ આપીશ. (૨)

૫૧૨. હે સભિય, તારા મનમાં જે કંઈ ઇચ્છા હોય તે મુજબ તું મને પ્રશ્નો પૂછ. તારો જે જે પ્રશ્ન હશે તેનો તેનો હું ઉકેલ કરીશ. (૩)

આથી સભિય પરિવ્રાજકને લાગ્યું કે બીજા શ્રમણબ્રાહ્મણો-એ તો પ્રશ્નો પૂછવાને પણ મને અવકાશ આપ્યો નહિ; આમ હોવા છતાં શ્રમણ ગોતમે મને પ્રશ્નો પૂછવાનો અવકાશ આપ્યો એ મહાઆશ્ચર્ય છે! આ અદ્ભુત કહેવાય! આમ હૃષ્ટ, તુષ્ટ, ઉલ્લસિત અને પ્રીતિસૌમનસ્યયુક્ત થઈને તેણે ભગવાનને પ્રશ્ન પૂછ્યો:

૫૧૩. કયા ગુણો પ્રાપ્ત કરવાથી ભિક્ષુ થાય છે—એમ સભિય બોલ્યો—(ભિક્ષુ) સુશાંત કેમ થાય, દાન્ત કોને કહેવાય, અને બુદ્ધ કેમ થાય, એમ હું પૂછું છું. હે ભગવન્, મને તેનો જવાબ આપો. (૪)

૫૧૪. હે સભિય, જે પોતે તૈયાર કરેલે માર્ગે—એમ ભગવાન બોલ્યા—પરિનિર્વાણ પામે છે, જેને શંકા રહેતી નથી, જે શાશ્વતદષ્ટિ અને ઉચ્છેદદષ્ટિનો ત્યાગ કરીને કૃતકૃત્ય થાય છે અને પુનર્જન્મ પામતો નથી તે ભિક્ષુ છે. (૫)

૫૧૫. જે દરેક જગ્યાએ ઉપેક્ષાયુક્ત અને સ્મૃતિમાન થઈને આ સર્વ જગતમાં કોઈની પણ હિંસા કરતો નથી, જે શ્રમણ ઉત્તીર્ણ અને અનાવિલ હોય, અને જેનામાં રાગદ્વેષાદિ ઉત્સદો નથી તે સુશાંત છે. (૬)

૫૧૬. આ આખા જગતમાં જેની ઇંદ્રિયો બહારથી અને અંદરથી કબજે થઈ ગઈ હોય, અને જે ભાવિતાત્મા ઇહપરલોક જાણીને મરણની પ્રતીક્ષા કરે છે તે દાન્ત છે. (૭)

૫૧૭. સકલવિકલ્પ, સંસાર અને જન્મમરણ બન્ને જાણીને અને વિગતરજ નિષ્પાપ અને વિશુદ્ધ થઈને જે જન્મક્ષય પામે છે તે બુદ્ધ કહેવાય છે. (૮)

તે પછી સભિય પરિવ્રાજકે ભગવાનના કથનનું અનુમોદન કરીને અને હૃષ્ટ, તુષ્ટ, ઉલ્લસિત અને પ્રીતિસૌમનસ્યયુક્ત થઈને ભગવાનને વળી પ્રશ્ન પૂછ્યો:

૫૧૮. (માણુસ) કયા ગુણની પ્રાપ્તિથી બ્રાહ્મણ થાય છે—એમ સભિય બોલ્યો—(મનુષ્ય) શ્રમણ કેમ થાય છે, સ્નાતક કેમ થાય છે, નાગ કોને કહેવામાં આવે છે, એ હે ભગવન્, હું તમને પૂછું છું, તેનો જવાબ આપો. (૯)

---

૫૧૫. ઉત્સદ સાત છે: લોભ, દ્વેષ, મોહ, અહંકાર, કુદષ્ટિ, કલેશ અને દુશ્ચરિત.

૫૧૯. હે સભિય, બધાં પાપોનો બહિષ્કાર કરીને—એમ ભગવાન બોલ્યા—વિમલ, ઉત્તમ રીતે સમાહિત, સ્થિતાત્મા, સંસારનું અતિક્રમણ કરીને કેવલી અને અનાશ્રિત એવો જે માણુસ હોય તેને બ્રાહ્મણ કહે છે. (૧૦)

૫૨૦. પુણ્યપાપનો ત્યાગ કરીને શાંત થયેલો, ઇહપરલોક જાણીને વિગતરજ થયેલો અને જન્મમરણની જે પાર ગયો હોય તેને તે ગુણોને લીધે શ્રમણ કહે છે. (૧૧)

૫૨૧. જે સર્વ જગતમાં બહારથી અને અંદરથી બધાં પાપોને ધોઈ નાખીને વિકલ્પબદ્ધ દેવમનુષ્યોમાં વિકલ્પ પામતો નથી તેને સ્નાતક કહે છે. (૧૨)

૫૨૨. જે ઈહલોકમાં કંઈ પણ પાપ કરતો નથી, અને જે બધાં સંયોગ અને બંધનોને છોડાવીને સર્વત્ર બદ્ધ નથી થતો, વિમુક્ત થાય છે તેને તે ગુણોને લીધે નાગ (न+आगस्) કહે છે. (૧૩)

તે પછી સભિય પરિવ્રાજકે...ભગવાનને વળી પ્રશ્ન પૂછ્યો:

૫૨૩. બુદ્ધ ક્ષેત્રજિન કોને કહે છે,—એમ સભિય બોલ્યો—(મનુષ્ય) કુશલ કેમ થાય છે, પંડિત કેમ થાય છે, મુનિ કોને કહેવામાં આવે છે એ હું પૂછું છું, તેનો હે ભગવન્, મને જવાબ આપો. (૧૪)

૫૨૪. હે સભિય, દિવ્ય, માનવી અને બ્રહ્મક્ષેત્ર એ બધાં ક્ષેત્રો જાણીને—એમ ભગવાન બોલ્યા—જે બધાં ક્ષેત્રોના મૂળ બંધનથી મુક્ત થયો હોય તેને તે ગુણોને લીધે ક્ષેત્રજિન કહે છે. (૧૫)

પ૨૫. દિવ્ય, માનવી અને બ્રહ્મકોશ એ બધા કોશ જાણીને જે બધા કોશોનાં બંધનોથી મુક્ત થયો હોય તેને તે ગુણોને લીધે કુશળ કહે છે. (૧૬)

પ૨૬. અધ્યાત્મિક અને બાહ્ય પંડરો (એટલે આયતનો) જાણીને જે વિશુદ્ધપ્રજ્ઞ (માણસ) પાપપુણ્યની પાર જાય છે તેને તે ગુણોથી પંડિત કહે છે. (૧૭)

પ૨૭. સર્વ લોકમાં અધ્યાત્મવિષયક અને બાહ્યવિષયક, સાધુઓનો અને અસાધુઓનો ધર્મ જાણીને અને સંગજાળની પાર જઈને જે દેવમનુષ્યોને પૂજ્ય થાય છે તે મુનિ છે. (૧૮)

તે પછી સભિય પરિવ્રાજકે...ભગવાનને વળી પ્રશ્ન પૂછયો.

પ૨૮. કયા ગુણની પ્રાપ્તિથી (માણસ) વેદપારગ કહેવાય છે,—એમ સભિય બોલ્યો—(માણસ) અનુવિદિત કેમ થાય છે, વીર્યવાન કેમ થાય છે, અને આજન્ય કેમ થાય છે એ હું પૂછું છું, તેનો હે ભગવન્, મને જવાબ આપો. (૧૯)

પ૨૯. હે સભિય, શ્રમણ અને બ્રાહ્મણોના જેટલા વેદ હોય તે બધા જાણીને—એમ ભગવાન બોલ્યા—અને બધા વેદોની પાર જઈને જે બધી વેદનાઓ વિષે વીતરાગ થાય છે તે વેદપારગ છે. (૨૦)

પ૩૦. અંદર અને બહારથી રોગોનું મૂળ સંસાર અને નામરૂપ છે એમ જાણીને સર્વ રોગોના મૂળ બંધનથી જે મુક્ત થાય છે તેને તે ગુણોને લીધે અનુવિદિત કહે છે. (૨૧)

પ૩૧. જે ઇહલોકમાં બધાં પાપોથી વિરત થાય છે અને નિરયદુઃખની પાર જાય છે તે વીર્યવાન છે; તેને જ તે

ગુણોને લીધે વીર્યવાન, પ્રધાનવાન અને ધીર કહે છે. (૨૨)

૫૩૨. અંદરનાં અને બહારનાં બધાં સંગકારણો તોડીને જે સર્વ સંગના બંધનથી મુક્ત થયો હોય તેને તે ગુણોને લીધે આજન્ય કહે છે. (૨૩)

તે પછી સભિય પરિવ્રાજકે...ભગવાનને વળી પ્રશ્ન પૂછ્યોઃ

૫૩૩. કયા ગુણોની પ્રાપ્તિથી (માણસ) શ્રોત્રિય કહેવાય છે,—એમ સભિય બોલ્યો—(માણસ) આર્ય શેનાથી થાય છે, આચરણવાન કેમ થાય છે અને પરિવ્રાજક કેમ થાય છે એ હું તમને પૂછું છું, તેનો હે ભગવન્, મને જવાબ આપો. (૨૪)

૫૩૪. હે સભિય, જે નિંદિત અને અનિંદિત ધર્મો હોય તે બધા સાંભળીને અને જાણીને—એમ ભગવાન બોલ્યા—જે (માણસ) તેના ઉપર જય મેળવીને નિઃશંક, વિમુક્ત અને સર્વથૈવ નિર્દુઃખ થાય છે તેને શ્રોત્રિય કહે છે. (૨૫)

૫૩૫. જે વિદ્વાન (માણસ) આસ્રવ અને આલયોનો ઉચ્છેદ કરીને ગર્ભવાસને પામતો નથી, અને જે (કામ, રૂપ અને અરૂપ એવી) ત્રિવિધ પંકમય સંજ્ઞાનું ઉલ્લંઘન કરીને વિકલ્પ પામતો નથી તે આર્ય છે. (૨૬)

૫૩૬. જે ઇહલોકમાં આચરણમાં પૂર્ણત્વ પામે છે, જે હમેશાં કુશળ ધર્મ જાણે છે, જે ક્યાંયે બદ્ધ થતો નથી, જે વિમુક્ત હોય છે, અને જેનામાં પ્રત્યાઘાતબુદ્ધિ નથી હોતી તે આચરણવાન છે. (૨૭)

૫૩૭. ઉપર, નીચે, ચારે બાજુએ અથવા મધ્યમાં જે

કંઈ દુ:ખકારક કર્મ હોય તેનો ત્યાગ કરીને જે (માણુસ) વિચારપૂર્વક વર્તે છે, જેણે માયા, માન, ક્રોધ અને નામરૂપનો અંત કર્યો તે પૂર્ણત્વ પામેલાને પરિવ્રાજક કહે છે. (૨૮)

તે પછી સભિય પરિવ્રાજકે ભગવાનના ભાષણનું અભિનંદન અને અનુમોદન કરીને, અને હૃષ્ટ, તુષ્ટ, ઉલ્લસિત અને પ્રીતિસૌમનસ્યયુક્ત થઈને, આસન ઉપરથી ઊઠીને ઉપરણું એક ખભે રાખીને, અને ભગવાનની સામે હાથ જોડીને ત્યાં જ યોગ્ય ગાથાઓથી ભગવાનની સ્તુતિ કરી.

૫૩૮. હે વિપુલપ્રજ્ઞ, આ સાઠ અને ત્રણ શ્રમણુવાદ ઉપર અને કલ્પનામય શબ્દો ઉપર અવલંબી રહેલા મતો (ઉતરાણુ —ઉતાર) છોડીને તમે ઓઘ તરી ગયા! (૨૯)

૫૩૯. તમે દુ:ખનો અંત કર્યો, તમે દુ:ખની પાર ગયા, તમે અર્હન છો, તમને હું ક્ષીણાસ્રવ માનું છું. તમે દ્યુતિમાન, મતિમાન અને વિપુલપ્રજ્ઞ છો. હે દુ:ખન્તકર, તમે મને તાર્યો. (૩૦)

૫૪૦. તમે મારી શંકાઓ જાણી અને મને સંશયબદ્ધને તાર્યો. તમને હું નમસ્કાર કરું છું. હે મૌનમાર્ગમાં પૂર્ણત્વ પામેલ મુનિ, હે કાઠિન્યરહિત આદિત્યબંધુ, તમે ખરેખર શાંત છો! (૩૧)

૫૪૧. પહેલાં જે મારી શંકા હતી તેનું ચક્ષુષ્મંતે સમાધાન કર્યું. ખાતરીથી તમે સંબુદ્ધ મુનિ છો. કારણ તમારામાં

---

૫૪૧. આવરણો પાંચ છે: કામચ્છંદ, વ્યાપાદ, આળસ, ભ્રાંતચિત્તતા અને કુશંકા.

આવરણો નથી. (૩૨)

૫૪૨. તમારા બધા શોક વિધ્વસ્ત થયા છે, વિનાશ પામ્યા છે. તમે શાંતિમય, દમપ્રાપ્ત, ધૃતિમાન અને સત્યનિષ્ક્રમ છો ! (૩૩)

૫૪૩. તે તમારા નાગનાગ—મહાવીર—ના ભાષણનું નારદ અને પર્વત બન્ને અને બધા દેવો અનુમોદન કરે છે. (૩૪)

૫૪૪. હે પુરુષાજન્ય, તમને નમસ્કાર હો. હે પુરુષોત્તમ, તમને નમસ્કાર હો. આ સદેવક લોકમાં તમારા જેવો બીજો પુરુષ નથી ! (૩૫)

૫૪૫. તમે બુદ્ધ, તમે શાસ્તા, તમે મારનો પરાભવ કરનારા મુનિ, તમે અનુશય તોડીને તરી ગયેલા આ લોકોને તારો છો ! (૩૬)

૫૪૬. તમે ઉપાધિને પાછળ નાંખી દીધી છે, તમે આસ્રવો તોડયા છે, તમે ઉપાદાનવિરહિત ભયભૈરવવિરહિત સિંહ છો ! (૩૭)

૫૪૭. પુંડરીક કમળ જેમ પાણીમાં બદ્ધ થતું નથી તેમ તમે પાપ અને પુણ્ય બન્નેમાં બદ્ધ થતા નથી ! હે વીર, પગ ફેલાવો. આ સભિય તમને શાસ્તાને વંદન કરે છે ! (૩૮)

તે પછી ભગવાનના પગ ઉપર માથું મૂકીને સભિય પરિવ્રાજકે ભગવાનને કહ્યું, “ધન્ય, ધન્ય, ભો ગોતમ,... ભિક્ષુસંઘને શરણે જાઉં છું. મને ભગવાન પાસે પ્રવ્રજ્યા અને ઉપસંપદા મળો.” “હે સભિય, બીજા પંથનો જે પરિવ્રાજક આ ધર્મવિનયમાં પ્રવ્રજ્યા અને ઉપસંપદા લેવા માગે છે તેને ચાર મહિના ઉમેદવારી કરવી પડે છે. ચાર મહિના પૂરા થયા

પછી તેના આચરણથી ભિક્ષુસંઘનું જો સમાધાન થાય તો તેઓ તેને પ્રવ્રજ્યા આપે છે અને ભિક્ષુ થવા માટે ઉપ-સંપદા આપે છે. પરંતુ વિશિષ્ટ વ્યક્તિની સાથે વિશિષ્ટ પ્રકારે વર્તવું મને ગમે છે." "ભદન્ત, આપના ધર્મવિનયમાં પ્રવ્રજ્યા અને ઉપસંપદા લેવા ઇચ્છતા અન્ય પંથમાંના પરિવ્રાજકો ચાર મહિના ઉમેદવારી કરતા હોય, અને ચાર મહિના પછી ભિક્ષુઓનું સમાધાન થાય તો તેઓ તેને પ્રવ્રજ્યા અને ઉપ-સંપદા દેતા હોય તો હું ચાર વરસ ઉમેદવારી કરું. ચાર વરસ પછી ભિક્ષુઓનું સમાધાન થાય તો તેઓ મને પ્રવ્રજ્યા આપે અને ભિક્ષુ થવા માટે ઉપસંપદા આપે." સભિય પરિવ્રાજકને ભગવાન પાસે પ્રવ્રજ્યા મળી અને ઉપસંપદા મળી...આયુ-ષ્માન સભિય અરહન્તોમાંનો એક થયો.

## ૩૩

## સેલસુત્ત (૭)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન અંગુત્તરાપ દેશમાં મોટા ભિક્ષુસંઘની સાથે એટલે સાડાબારસો ભિક્ષુઓની સાથે પ્રવાસ કરતા કરતા અંગુત્તરાપમાંના આપણ નામના શહેર પાસે આવ્યા. શાક્યકુળમાંથી પરિવ્રાજક થયેલ શાક્યપુત્ર શ્રમણ ગોતમ અંગુત્તરાપ દેશમાં મોટા ભિક્ષુસંઘની સાથે એટલે સાડાબારસો ભિક્ષુઓની સાથે પ્રવાસ કરતા કરતા આપણા શહેરમાં આવ્યા છે, અને તે ભગવાન ગોતમની એવી કલ્યાણ-કારક કીર્તિ ફેલાયેલી છે કે આ રીતે તે ભગવાન અર્હંન, સમ્યક્ સંબુદ્ધ, વિદ્યાચરણસંપન્ન, સુગત, લોકવિદ, શ્રેષ્ઠ દમન-યોગ્ય પુરુષોનો સારથિ, દેવો અને મનુષ્યોનો ગુરુ બુદ્ધ ભગવાન છે; તે આ સદેવક, સમારક, સબ્રહ્મક જગતને અને સશ્રમણ-બ્રાહ્મણી સદેવમનુષ્ય પ્રજાને પોતાના જ્ઞાનથી સાક્ષાત્કાર કરીને જાણે છે; તે આદિકલ્યાણ, મધ્યકલ્યાણ, પર્યવસાનકલ્યાણ એવા ધર્મનો ઉપદેશ કરે છે, અને સાર્થ, સવ્યંજન, કેવલપરિપૂર્ણ બ્રહ્મચર્ય

પ્રકાશિત કરે છે; અને આવા અરહન્તનું દર્શન લાભદાયક છે; એમ કેણિય બ્રાહ્મણે સાંભળ્યું. ત્યારે કેણિય જટિલ ભગવાનની પાસે આવ્યો. આવીને તેણે ભગવાનને કુશળ સમાચાર પૂછ્યા અને કુશળ સમાચાર પૂછીને એક બાજુએ બેઠો. એક બાજુએ બેઠેલા કેણિય જટિલને ધાર્મિક ભાષણ દ્વારા ભગવાને સન્માર્ગ બતાવ્યો, ઉપદેશ કર્યો, ઉત્તેજિત કર્યો, અને સંપ્રહર્ષિત કર્યો. એટલે ભગવાને જેને ધાર્મિક ભાષણ દ્વારા સન્માર્ગ બતાવ્યો છે, જેને ઉપદેશ કર્યો છે, જેને ઉત્તેજિત કર્યો છે, અને સંહર્ષિત કર્યો છે એવા કેણિય જટિલે ભગવાનને કહ્યું, “ ભવાન ગોતમે ભિક્ષુસંઘની સાથે આવતી કાલે મારું આમંત્રણ સ્વીકારવું.” તે પછી ભગવાને કેણિય જટિલને કહ્યું, “ હે કેણિય, ભિક્ષુ-સંઘ મોટો છે, સાડાબારસો ભિક્ષુઓ છે, અને તું તો બ્રાહ્મણો-નો ભક્ત છે.” બીજીવાર પણ કેણિય જટિલે ભગવાનને કહ્યું, “ હે ગોતમ, ભલે ભિક્ષુસંઘ મોટો હોય, સાડાબારસો ભિક્ષુઓ હોય, અને હું બ્રાહ્મણોનો ભક્ત હોઉં, તોપણ ભવાન ગોતમે ભિક્ષુસંઘની સાથે આવતી કાલનું મારું આમંત્રણ સ્વીકારવું.” બીજીવાર પણ ભગવાને કેણિય જટિલને કહ્યું, “ હે કેણિય, ભિક્ષુસંઘ મોટો છે, સાડાબારસો ભિક્ષુઓ છે, અને તું તો બ્રાહ્મણોનો ભક્ત છે.” ત્રીજીવાર પણ કેણિય જટિલે ભગવાનને કહ્યું, “ હે ગોતમ, ભલે ભિક્ષુસંઘ મોટો હોય, સાડાબારસો ભિક્ષુઓ હોય અને હું બ્રાહ્મણોનો ભક્ત હોઉં, તોપણ ભવાન ગોતમે ભિક્ષુસંઘની સાથે આવતી કાલનું મારું આમંત્રણ સ્વીકારવું.” કંઇ ન બોલતાં ભગવાને આમંત્રણ સ્વીકાર્યું એટલે ભગવાને આમંત્રણ સ્વીકાર્યું એમ સમજીને

કેણિય જટિલ આસન ઉપરથી ઊઠયો અને પોતાના આશ્રમ તરફ ગયો. આશ્રમે જઈને તેણે પોતાના મિત્રો અને સગાંવહાલાંને કહ્યું, " હે મારા મિત્રો અને સગાંવહાલાંઓ, મારું સાંભળો. આવતી કાલે મેં શ્રમણ ગોતમને ભિક્ષુસંઘ સાથે જમવા માટે આમંત્રણ આપ્યું છે, તેમાં તમે મને મદદ કરો. "વારુ" એવો જવાબ આપીને કેણિય જટિલના મિત્રો અને સગાં-વહાલાંઓ કેટલાંક ચૂલા તૈયાર કરવા લાગ્યાં, કેટલાંક લાકડાં ફાડવા લાગ્યાં, કેટલાંક વાસણ ઊટકવા લાગ્યાં, કેટલાંક પાણી ભરવા લાગ્યાં, અને કેટલાંક આસનો મૂકવા લાગ્યાં; પરંતુ મંડપ કેણિય જટિલ જાતે તૈયાર કરવા લાગ્યો. તે સમયે સેલ નામનો બ્રાહ્મણ આપણ શહેરમાં રહેતો હતો. તે નિઘંટુ કૈટુભો સાથે, સાક્ષર પ્રભેદસહ અને પાંચમા ઇતિહાસસહિત ત્રણે વેદમાં પારંગત, પદો જાણનારો, વૈયાકરણ, લોકાયત, અને મહાપુરુષનાં લક્ષણોમાં નિષ્ણાત હોઈ, ત્રણસો વિદ્યાર્થીઓને વેદ શીખવતો હતો. તે વખતે કેણિય જટિલ સેલ બ્રાહ્મણનો ભક્ત હતો. તે વખતે સેલ બ્રાહ્મણ ત્રણસો વિદ્યાર્થીઓ સાથે ફરવા માટે નીકળ્યો હતો ત્યારે ફરતાં ફરતાં કેણિય જટિલના આશ્રમ તરફ આવ્યો. કેણિય જટિલના આશ્રમમાં કેટલાક ચૂલા તૈયાર કરે છે...વગેરે...પરંતુ મંડપ તો કેણિય જટિલ જાતે તૈયાર કરે છે એ સેલ બ્રાહ્મણે જોયું. જોઈને તેણે કેણિય જટિલને પૂછ્યું, "ભવાન કેણિયના આશ્રમમાં દીકરાનો કે દીકરીનો વિવાહ થવાનો છે? કે મોટો યજ્ઞ થવાનો છે? અથવા આવતી કાલે સસૈન્ય મગધરાજા શ્રેણિય બિંબિસારને આમંત્રણ આપેલું છે?" " હે સેલ, અહીં દીકરાનું કે દીકરીનું લગ્ન નથી કે

સસૈન્ય મગધરાજા શ્રેણિય બિંબિસારને અહીં આવતી કાલે આમંત્રણ નથી; પરંતુ અહીં મોટો યજ્ઞ છે ખરો. શાક્યકુળમાંથી પરિવ્રાજક થયેલ શાક્યપુત્ર શ્રમણ ગોતમ અંગુત્તરાપ દેશમાં મોટા ભિક્ષુસંઘની સાથે એટલે સાડાબારસો ભિક્ષુઓ સાથે ફરતાં ફરતાં આપણા શહેરમાં આવ્યા છે, અને તે ભવાન ગોતમની એવી કીર્તિ...વગેરે...બુદ્ધ ભગવાન છે. એને ભિક્ષુ-સંઘની સાથે મેં આવતી કાલનું આમંત્રણ આપેલું છે." "હે કેણિય, તું બુદ્ધ કહે છે?" "હે સેલ, હા, હું બુદ્ધ કહું છું." "હે કેણિય, બુદ્ધ કહે છે ?" "હા, સેલ, હું બુદ્ધ કહું છું.' એટલે સેલ બ્રાહ્મણને એમ લાગ્યું કે ઇહલોકમાં બુદ્ધ શબ્દ પણ દુર્લભ છે. અમારા અધ્યયનમાં મહાપુરુષનાં બત્રીશ લક્ષણો આવે છે, જે લક્ષણોથી સંપન્ન એવા મહાપુરુષની બે જ ગતિ હોય છે, ત્રીજી નથી થતી. જો તે ગૃહસ્થાશ્રમી થાય છે તો તે ધાર્મિક ધર્મરાજા, ચારે દિશાનો માલેક, જયશાલી, સર્વ રાજ્ય ઉપર દૃઢ સ્વામિત્વ જેણે મેળવ્યું હોય એવો, અને સાત રત્નોથી સંપન્ન એવો ચક્રવર્તી રાજા થાય છે. તેનાં આ સાત રત્નો છેઃ—ચક્રરત્ન, હસ્તિરત્ન, અશ્વરત્ન, મણિરત્ન, સ્ત્રીરત્ન, ગૃહપતિરત્ન અને સાતમું *પરિણાયકરત્ન. તેને શૂર, વીર, પરસેનાનું મર્દન કરનારા એક હજાર કરતાં વધારે પુત્રો થાય છે. તે દંડ વગર, શસ્ત્ર વગર પણ સાગર સુધી પૃથ્વી જીતી લે છે. પણ જો તે ઘર છોડીને અનાગારિક પ્રવ્રજ્યા લે તો જગતમાં અજ્ઞાનનો પડદો દૂર કરનાર અર્હન સમ્યક્સંબુદ્ધ થાય છે. "હે કેણિય, હાલમાં તે ભવાન ગોતમ અર્હન

* અગ્રેસર અમાત્યને પરિણાયક કહે છે.

સમ્યક્‌સંબુદ્ધ ક્યાં રહે છે ?" એમ પુછાયા પછી કેણિય જટિલે જમણો હાથ આગળ કરીને સેલ બ્રાહ્મણને કહ્યું, "હે સેલ, આ જે નીલ વનરાજિ દેખાય છે તે તરફ." એટલે ત્રણસો વિદ્યાર્થીઓની સાથે સેલ બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો. એટલે સેલ બ્રાહ્મણે તે વિદ્યાર્થીઓને કહ્યું, "તમે અવાજ ન થાય એમ પગલાં મૂકજો; કારણ તે ભગવાન સિંહ જેવા એકચર હોઈ દુર્ગમ છે. અને હું જ્યારે શ્રમણ ગોતમ સાથે બોલતો હોઉં ત્યારે તમે વચ્ચે બોલતા નહિ, અમારી વાતચીત પૂરી થાય ત્યાં સુધી રાહ જોજો." પછી સેલ બ્રાહ્મણ ભગવાન પાસે આવ્યો. આવીને તેણે ભગવાનને કુશળ સમાચાર પૂછ્યા. કુશળપ્રશ્નાદિ પૂરા કરીને તે એક બાજુએ બેઠો. એક બાજુએ બેઠા પછી સેલ બ્રાહ્મણ ભગવાનના શરીર ઉપર મહાપુરુષનાં બત્રીશ લક્ષણો જોવા લાગ્યો. સેલ બ્રાહ્મણે ભગવાનના શરીર ઉપર મહાપુરુષનાં બત્રીશ લક્ષણો પૈકી બે સિવાયનાં બીજાં લક્ષણો જોયાં. પણ કોશાવહિત વસ્ત્રગુહ્ય અને પ્રભૂત જિહ્વા એ બે મહાપુરુષનાં લક્ષણો સંબંધે તેને શંકા થઈ, તેને ખાતરી ન થાય. એટલે ભગવાનને લાગ્યું કે આ સેલ બત્રીશ લક્ષણો પૈકી બે સિવાયનાં બીજાં બાકીનાં મહાપુરુષલક્ષણો જુએ છે, પણ કોશાવહિત વસ્ત્રગુહ્ય અને પ્રભૂત જીહ્વા એ બે મહાપુરુષલક્ષણો સંબંધે તેને શંકા રહે છે, તેને ખાતરી થતી નથી. આથી ભગવાને એવો કંઈ ઋદ્ધિચમત્કાર કર્યો કે જેનાથી સેલ બ્રાહ્મણ ભગવાનનું કોશાવહિત વસ્ત્રગુહ્ય જોઇ શકયો. અને ભગવાને જીભને આડી કરીને બન્ને કાને સ્પર્શ કર્યો, બન્ને નસકોરાંને સ્પર્શ કર્યો અને આખું કપાળ

જીભથી ઢાંકી દીધું. આથી સેલ બ્રાહ્મણને લાગ્યું કે આ શ્રમણ ગોતમ અપરિપૂર્ણ નહિ પણ પરિપૂર્ણ બત્રીશ મહાપુરુષલક્ષણોથી યુક્ત છે, પણ તે બુદ્ધ છે કે નહિ તે મને સમજાતું નથી. પરંતુ વયોવૃદ્ધ ઘરડા આચાર્યપ્રાચાર્ય બ્રાહ્મણોને એવું બોલતાં સાંભળ્યા છે કે જેઓ અર્હન સમ્યક્સંબુદ્ધ હોય છે તેમની સ્તુતિ કરવામાં આવે તો તેઓ જાતને પ્રગટ કરે છે, માટે મારે યોગ્ય ગાથાઓથી શ્રમણ ગોતમની સમક્ષ સ્તુતિ કરવી એ વધારે સારું છે. આથી સેલ બ્રાહ્મણે યોગ્ય ગાથાઓથી ભગવાનની સમક્ષ સ્તુતિ કરી:

૫૪૮. હે ભગવન્, તમે પરિપૂર્ણકાય, સુરુચિ, સુજાત, ચારુદર્શન, સુવર્ણવર્ણ, સુશુકલદન્ત અને વીર્યવાન છો ! (૧)

૫૪૯. સુજાત મનુષ્યોનાં જે લક્ષણો હોય છે તે બધાં મહાપુરુષલક્ષણો તમારા દેહ ઉપર છે. (૨)

૫૫૦. પ્રસન્નનેત્ર, સુમુખ, ભવ્ય, સરળ અને પ્રતાપવાન એવા તમે શ્રમણસંઘની વચ્ચે સૂર્ય જેવા પ્રકાશો છો ! (૩)

૫૫૧. તમે કલ્યાણદર્શનકારક અને સોના જેવી કાંતિના ભિક્ષુ છો. આવી ઉત્તમ કાંતિથી સંપન્ન એવા તમને આ શ્રમણપણાની શી જરૂર છે ? (૪)

૫૫૨. તમે રથર્ષભ, ચારે દિશાઓ ઉપર સત્તા ચલાવનારા, વિજયી, જમ્બુદ્વીપના ઈશ્વર એવા ચક્રવર્તી રાજા થવા યોગ્ય છો. (૫)

૫૫૩. હે ગોતમ, ક્ષત્રિય અને માંડલિક રાજાઓ તમારા અંકિત થાઓ; રાજાધિરાજ મનુજેન્દ્ર થઈને તમે રાજ્ય કરો ! (૬)

૫૫૪. હે સેલ, હું રાજા છું,—એમ ભગવાન બોલ્યા—હું અનુત્તર ધર્મરાજા છું. પૂર્વે ન ચલાવાયેલું એવું ચક્ર હું ધર્માનુસાર ચલાવું છું. (૭)

૫૫૫. તમે તમારી જાતને સંબુદ્ધ કહેવરાવો છો,—એમ સેલ બ્રાહ્મણ બોલ્યો—તમે તમારી જાતને અનુત્તર ધર્મરાજા કહેવરાવો છો, અને હે ગોતમ, હું ધર્માનુસાર ચક્ર ચલાવું છું એમ કહો છો. (૮)

૫૫૬. તો પછી શાસ્તાની પાછળ પાછળ ચાલનાર એવો આપનો સેનાપતિ શ્રમણ કોણ છે? જે તમે ધર્મચક્ર ચલાવ્યું તેને તમારી પાછળ કોણ ચલાવે છે? (૯)

૫૫૭. હે સેલ, મેં જે ચક્ર—એમ ભગવાન બોલ્યા—જે અનુત્તર ધર્મચક્ર ચાલુ કર્યું, તે તથાગતની પાછળ ચાલનાર સારિપુત્ત ચાલુ રાખે છે. (૧૦)

૫૫૮. હે બ્રાહ્મણ, જે અભિજ્ઞેય છે તે મેં જાણી લીધું, જે ભાવનીય છે તેની ભાવના કરી, અને ત્યાજ્ય છે તેનો મેં ત્યાગ કર્યો, અને માટે હું બુદ્ધ છું. (૧૧)

૫૫૯. હે બ્રાહ્મણ, મારા સંબંધમાં શંકા ન રાખતો, અને શ્રદ્ધા રાખજે; કારણ સંબુદ્ધનું દર્શન વારંવાર થવું કઠણ છે. (૧૨)

૫૬૦. હે બ્રાહ્મણ, જેમનો આ જગતની અંદર વારંવાર પ્રાદુર્ભાવ થવો દુર્લભ છે એવાઓમાંનો હું એક અનુત્તર, (હૃદયમાંનું) શલ્ય કાઢનાર સંબુદ્ધ છું. (૧૩)

૫૬૧. બ્રહ્મભૂત, અનુપમ અને મારસેનાનું મર્દન કરનારો હું બધા શત્રુઓ ઉપર વિજય મેળવીને અને અકુતોભય બનીને આનંદ કરું છું. (૧૪)

૫૬૨. (સેલ—) અરે, આ ચક્ષુષ્માન શું બોલે છે તે સાંભળો. આ શલ્ય કાઢનારો મહાવીર અરણ્યમાંના સિંહની જેમ ગર્જના કરે છે! (૧૫)

૫૬૩. બ્રહ્મભૂત, અનુપમ અને મારસેનાનું મર્દન કરનારા એવા આમને જોઈને પ્રસન્ન ન થાય એવો નીચ માણસ કોણ હોઈ શકે? (૧૬)

૫૬૪. જે મારી સાથે આવવા માગતા હોય તે આવે, અને જે ન આવવા માગતા હોય તે ન આવે, હું અહીં આ શ્રેષ્ઠપ્રજ્ઞની પાસે પ્રવ્રજ્યા લઉં છું. (૧૭)

૫૬૫. (વિદ્યાર્થીઓ—) આપને જો આ સમ્યક્સંબુદ્ધનો પંથ ગમતો હોય તો અમે પણ આ શ્રેષ્ઠપ્રજ્ઞની પાસે પ્રવ્રજ્યા લઈએ છીએ. (૧૮)

૫૬૬. હે ભગવન્, આ અમે ત્રણસો બ્રાહ્મણો હાથ જોડીને માગીએ છીએ કે તમારી પાસે અમે બ્રહ્મચર્ય આચરવા ઇચ્છીએ છીએ. (૧૯)

૫૬૭. હે સેલ, મેં બ્રહ્મચર્ય ઉત્તમ રીતે વર્ણવ્યું છે—એમ ભગવાન બોલ્યા—તે સમ્યગ્દર્શનયુક્ત અને અકાલફલદ છે, જેમાં સાવધાનતાથી શીખનારની પ્રવ્રજ્યા ફળરૂપ થાય છે. (૨૦)

આથી સેલ બ્રાહ્મણ અને તેના વિદ્યાર્થીઓને ભગવાન પાસે પ્રવ્રજ્યા મળી અને ઉપસંપદા મળી. ત્યારપછી બીજે દિવસે કેણિય બ્રાહ્મણે પોતાના આશ્રમમાં ઉત્તમ ખાદ્ય અને ભોજ્ય પદાર્થો તૈયાર કરીને ભગવાનને જણાવ્યું કે ભોજન તૈયાર છે, જમવાનો સમય થયો છે. એટલે ભગવાન સવારના પહોરમાં ચીવર પરિધાન કરીને અને પાત્રચીવર લઈને કેણિય

જટિલના આશ્રમે આવ્યા. આવીને ત્યાં મૂકેલા આસન ઉપર ભિક્ષુસંઘની સાથે બેઠા. ત્યારે બુદ્ધપ્રમુખ ભિક્ષુસંઘને કેણિય જટિલે પોતાને હાથે ઉત્તમ પ્રકારના ખાદ્ય ભોજ્ય પદાર્થો યથેચ્છ પીરસ્યા. ત્યારપછી જમીને પાત્ર ધોઈને એક બાજુએ મૂક્યા બાદ ભગવાન બેઠા હતા ત્યારે કેણિય જટિલ એક ઊતરતી પંક્તિનું આસન માંડીને તેમની પડખે બેઠો. પડખે બેઠેલા કેણિય જટિલનું ભગવાને આ ગાથાઓથી અનુમોદન કર્યું:

૫૬૮. યજ્ઞોમાં અગ્નિહોત્ર પ્રમુખ છે, છંદોમાં સાવિત્રી પ્રમુખ છે, મનુષ્યોમાં રાજા પ્રમુખ છે, અને નદીઓમાં સાગર પ્રમુખ છે. (૨૧)

૫૬૯. નક્ષત્રોમાં ચંદ્ર પ્રમુખ છે, પ્રકાશનારાઓમાં સૂર્ય પ્રમુખ છે, પુણ્યની ઇચ્છાથી જેમને દાન અપાય છે તેઓમાં સંઘ પ્રમુખ છે. (૨૨)

ત્યારે આ ગાથાઓથી કેણિય જટિલનું અનુમોદન કરીને ભગવાન ત્યાંથી ઊભા થઈને નીકળ્યા. ત્યારપછી આયુષ્માન સેલ પોતાના વિદ્યાર્થીઓની સાથે એકાકી, એકાન્તવાસી, સાવધાન, ઉત્સાહી અને પ્રહિતાત્મા થઈને થોડા જ સમયમાં, જે માટે કુલીન લોકો ઘર છોડી અનાગારિક પ્રવ્રજ્યા લે છે તે અનુત્તર બ્રહ્મચર્યના પર્યવસાનનો આ જ જન્મમાં સાક્ષાત્કાર કરીને રહેવા લાગ્યો; જન્મ ક્ષીણ થયો, બ્રહ્મચર્યનું આચરણ કર્યું. કર્તવ્ય પૂરું કર્યું, અને ફરી ઇહલોકમાં આવવાનું નથી એ તેણે જાણ્યું. અને તે આયુષ્માન સેલ પોતાના વિદ્યાર્થીઓ સાથે અરહન્તોમાંનો એક થયો. તે પછી આયુષ્માન સેલ

પોતાના વિદ્યાર્થીઓની સાથે ભગવાનની પાસે આવ્યો. આવીને એક ખભે ચીવર રાખીને ભગવાનની સામે હાથ જોડીને નીચેની ગાથાઓ બોલ્યો:

૫૭૦. હે ચક્ષુષ્મન, તમારે શરણે આવ્યાને આજે આઠમો દિવસ છે. હે ભગવન્, સાત દિવસોમાં અમે તમારા પંથમાં દાન્ત થયા છીએ. (૨૩)

૫૭૧. તમે બુદ્ધ છો, તમે શાસ્તા છો, તમે મારનો પરાભવ કરનારા મુનિ છો, તમે અનુશયોનો છેદ કરીને અને ઉત્તીર્ણ થઈને આ લોકોને તારો છો. (૨૪)

૫૭૨. તમે ઉપાધિ ઓળંગી ગયા છો, તમે આસ્રવ છોડયા છે. ઉપાદાનવિરહિત ભયભૈ:વવિરહિત એવા તમે સિંહ છો. (૨૫)

૫૭૩. આ ત્રણસો ભિક્ષુઓ હાથ જોડીને ઊભા છે. હે વીર, પગ ફેલાવો; શાસ્તા એવા તમને આ નાગ (न+आगस्) લોકોને ંદન કરવા દો. (૨૬)

## ૩૪

## સલ્લસુત્ત (૮)

૫૭૪. ઇહલોકમાંનું મર્ત્યોનું જીવિત અકારણ અને અજ્ઞાત છે. તે કષ્ટમય, અલ્પ અને દુઃખમિશ્રિત છે. (૧)

૫૭૫. કારણકે એવો કોઈ ઉપાય નથી કે જેનાથી જન્મેલા (પ્રાણીઓ) મરે નહિ. ઘરડા થઈને પણ તેઓ મરવાના જ. કારણકે આ પ્રાણીઓનો સ્વભાવ છે. (૨)

૫૭૬. પાકેલાં ફળોને જેમ સવારમાં નીચે પડવાની બીક, તેમ જ જન્મેલા મર્ત્યોને રોજ મરણની બીક છે. (૩)

૫૭૭. કુંભારે ઘડેલા માટીના વાસણનું જેમ ફૂટવામાં પર્યવસાન થાય છે તેમ મર્ત્યોના જીવિતનું (મૃત્યુમાં) પર્યવસાન થાય છે. (૪)

૫૭૮. નાના અને મોટા, મૂર્ખ અને પંડિત બધા મૃત્યુને વશ થાય છે, આ બધા મૃત્યુપરાયણ છે. (૫)

૫૭૯. મૃત્યુગ્રસ્ત તેઓ પરલોકમાં જતાં પિતા પુત્રનું અથવા આપ્ત આપ્તોનું રક્ષણ કરી શકતા નથી. (૬)

૫૮૦. જુઓ, આમ લોકો જોતા રહે છે અને અનેક પ્રકારે શોક કરે છે તે છતાં મર્ત્યોમાંના દરેકને વધ્ય ગાય પ્રમાણે લઈ જવામાં આવે છે. (૭)

૫૮૧. આ રીતે મૃત્યુ અને જરાથી આ લોક અભ્યાહત થયો છે. માટે આ લોકસ્વભાવ છે એમ જાણીને સુજ્ઞો શોક કરતા નથી. (૮)

૫૮૨. જેનો આવ્યાનો અને ગયાનો માર્ગ તું જાણતો નથી, અને જેના બન્ને અંતો તને દેખાતા નથી છતાં તું (તે માટે) વૃથા શોક કરે છે. (૯)

૫૮૩. શોકથી જો કંઇ ફાયદો થવાનો હોય તો સંમૂઢ થઈને પોતાની જાતને કષ્ટ આપીને ડાહ્યા માણસે શોક કરવો. (૧૦)

૫૮૪. કારણ રડવાથી અને શોક કરવાથી તેના ચિત્તને શાંતિ મળતી નથી. તેનું દુઃખ વધે છે અને શરીર ઉપર તેની ખરાબ અસર થાય છે. (૧૧)

૫૮૫. પોતે જ પોતાને કષ્ટ આપનારો એવો તે કૃશ અને નિસ્તેજ થાય છે. તેનાથી મૃત પ્રાણીઓને ફાયદો નથી થતો. માટે શોક વ્યર્થ છે. (૧૨)

૫૮૬. શોક ન છોડનારો પ્રાણી મરેલાને સંભારીને શોકવશ થઈને અતિશય દુઃખ ભોગવે છે. (૧૩)

૫૮૭. મૃત્યુવશ થઈને તડફડનારાં અને પોતાના કર્માનુસાર જનારાં બીજાં મનુષ્યપ્રાણીઓ તરફ જુઓ. (૧૪)

૫૮૮. આમ હોવું જોઈએ એમ આપણને લાગે છે, પણ કંઈ જુદું જ બને છે, એવો આ ઊંધો પ્રકાર છે. આ

લોકસ્વભાવ જુઓ. (૧૫)

૫૮૯. મનુષ્ય સો વરસ કે તે કરતાં પણ વધારે જીવે છતાં તે આપ્તસમૂહથી જુદો પડે છે; ઇહલોકમાં જ પ્રાણ છોડે છે. (૧૬)

૫૯૦. માટે અરહન્તનું વચન સાંભળીને, મરેલા તરફ જોઈને, અને આ હવે મને મળવો મુશ્કેલ છે એમ સમજીને શોક છોડી દેવો. (૧૭)

૫૯૧. જેમ સળગતા ઘરને પાણીથી ઠારવામાં આવે તે રીતે ધૈર્યવાન, સુજ્ઞ, પંડિત અને કુશળ માણસે—પવન જેમ કપાસને ઉડાડી મૂકે છે તેમ—ઉત્પન્ન થયેલા શોકનો એકદમ નાશ કરવો. (૧૮)

૫૯૨. પોતે સુખી થાય એવી ઇચ્છા રાખનારાએ પોતાનાં શોક, પ્રજલ્પ અને દૌર્મનસ્ય એ જે અંતઃકરણનું શલ્ય છે તે ખેંચી કાઢવું. (૧૯)

૫૯૩. આ શલ્ય ખેંચી કાઢનારો તે ચિત્તની શાંતિ મેળવીને અને બધા શોકનું અતિક્રમણ કરીને અશોક થાય છે અને પરિનિર્વાણ પામે છે. (૨૦)

## ૩૫

## વાસેટ્ઠસુત્ત (૯)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન ઇચ્છાનંગલ ગામમાં ઇચ્છાનંગલ ઉપવનમાં રહેતા હતા. તે વખતે ઇચ્છાનંગલમાં કેટલાક પ્રસિદ્ધ પૈસાદાર બ્રાહ્મણો રહેતા હતા. તેઓ—ચંકી બ્રાહ્મણ, તારુક્ષ બ્રાહ્મણ, પૌષ્કરસાદિ બ્રાહ્મણ, જાનુશ્રોણી બ્રાહ્મણ, તૌદેય બ્રાહ્મણ અને એવા જ બીજા કેટલાક પ્રસિદ્ધ પૈસાદાર બ્રાહ્મણો રહેતા. ત્યારે વાસેષ્ઠ અને ભારદ્વાજ નામના બે વિદ્યાર્થીઓ ફરવા નીકળ્યા હતા ત્યાં તેમનામાં બ્રાહ્મણ કઈ રીતે થાય (કોણ બ્રાહ્મણ કહેવાય) એ વિષે વાત નીકળી. ભારદ્વાજ વિદ્યાર્થી બોલ્યો, “ માતા અને પિતા એ બન્ને બાજુએથી જેનાં કુળો શુદ્ધ હોવાને લીધે જેનો જન્મ પવિત્ર હોય, સાત જન્મો સુધી જેના કુળને પ્રતિવાદ ન લગાડી શકાય તે જ બ્રાહ્મણ છે. ” વાસેષ્ઠ વિદ્યાર્થી બોલ્યો, “ જે શીલવાન અને વ્રતસંપન્ન હોય તે જ બ્રાહ્મણ છે. ” ભારદ્વાજ વિદ્યાર્થી વાસેષ્ઠ વિદ્યાર્થીને સમજાવી શક્યો

નહિ, અને વાસેષ્ઠ વિદ્યાર્થી ભારદ્વાજ વિદ્યાર્થીને સમજાવી શકયો નહિ. ત્યારે વાસેષ્ઠ વિદ્યાર્થીએ ભારદ્વાજ વિદ્યાર્થીને કહ્યું, " હે ભારદ્વાજ, આ શાકય કુળમાંથી પરિવ્રાજક થયેલ શાકયપુત્ર શ્રમણ ગોતમ ઇચ્છાનંગલ ગામમાં ઇચ્છાનંગલ ઉપવનમાં રહે છે, અને તે ભવાન ગોતમની એવી કલ્યાણકારક કીર્તિ ફેલાયેલી છે કે...વગેરે... બુદ્ધ ભગવાન છે. હે ભારદ્વાજ ચાલ આપણે શ્રમણ ગોતમ પાસે જઇએ, જઈને શ્રમણ ગોતમને આ વાત પૂછીએ, અને શ્રમણ ગોતમ જેવી વ્યાખ્યા કરે તે રીતે આપણે સમજીએ. " તે પછી વાસેષ્ઠ અને ભારદ્વાજ વિદ્યાર્થીઓ ભગવાન પાસે આવ્યા, આવીને તેમણે ભગવાનને કુશળ સમાચાર પૂછ્યા અને કુશળ સમાચારનું ભાષણ પૂરું કરીને તે એક પડખે બેઠા. એક પડખે બેસીને વાસેષ્ઠ વિદ્યાર્થીએ ભગવાનને આ ગાથા કહી:

૫૯૪. અમે બન્નેએ આચાર્યો પાસેથી ત્રૈવિદ્ય પદવી મેળવેલી છે. હું પૌષ્કરસાદિનો અને આ તારુક્ષ્યનો વિદ્યાર્થી છે. (૧)

૫૯૫. ત્રૈવિદ્યાના શિક્ષણમાં અમે પારંગત છીએ. પદમાં, વ્યાકરણમાં અને જલ્પમાં અમે આચાર્યોના જેટલા (પ્રવીણ) છીએ. (૨)

૫૯૬. હે ગોતમ, અમારામાં જાતિવાદના સંબંધમાં વિવાદ છે. ભારદ્વાજ કહે છે કે જન્મથી બ્રાહ્મણ થાય છે, અને હે ચક્ષુષ્મન, હું કહું છું કે કર્મથી બ્રાહ્મણ થાય છે એમ તું સમજ. (૩)

૫૯૭. અમે બન્ને એકબીજાને સમજાવી શકતા નથી.

તે માટે સંબુદ્ધ તરીકે પ્રસિદ્ધ થયેલા ભગવાનને પૂછવા માટે આવ્યા છીએ. (૪)

૫૯૮. પરિપૂર્ણ ચંદ્રને જોઈને જેમ લોકો નમસ્કાર કરે છે તેમ જ આ જગતમાં ગોતમને પણ કરે છે. (૫)

૫૯૯. તમે જગતની દૃષ્ટિ છો. માટે અમે પૂછીએ છીએ કે જન્મથી (માણસ) બ્રાહ્મણ થાય છે કે કર્મથી ? અમને આ સમજાતું નથી, એટલે બ્રાહ્મણ કેમ થાય એ અમને સમજાવો. (૬)

૬૦૦. હે વાસેષ્ઠ, તમને—એમ ભગવાન બોલ્યા—અનુક્રમે યથાર્થ રીતે પ્રાણીઓનો જાતિવિભાગ સમજાવી દઉં છું. કારણ જાતિ ભિન્નભિન્ન છે. (૭)

૬૦૧. તમે ખડ અને ઝાડવાં જુઓ. ભલે તેઓ ન કહે કે અમે ભિન્ન છીએ, છતાં તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્નભિન્ન જાતિ છે. (૮)

૬૦૨. તે પછી કીડા, પતંગિયાં અને કીડીઓ જુઓ. તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્ન-ભિન્ન જાતિ છે. (૯)

૬૦૩. નાના અને મોટા ચતુષ્પદ (પ્રાણીઓ) પણ જુઓ તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્ન-ભિન્ન જાતિ છે. (૧૦)

૬૦૪. પેટે ઘસડાતા, લાંબી પીઠવાળા ચાલતા સર્પો પણ જુઓ. તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્નભિન્ન જાતિ છે. (૧૧)

૬૦૫. તે પછી પાણીમાં વસનારાં માછલાં પણ જુઓ.

તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્ન-ભિન્ન જાતિ છે. (૧૨)

૬૦૬. તે પછી પાંખોથી ઊડનારાં આકાશગામી પક્ષીઓ પણ જુઓ. તેમનો જાતિવિશિષ્ટ આકાર છે, કારણકે તેમનામાં ભિન્નભિન્ન જાતિ છે. (૧૩)

૬૦૭. જેમ આ જાતિઓમાં જાતિવિશિષ્ટ ભિન્નભિન્ન આકાર નજરે આવે છે, તેવો મનુષ્યોમાં જાતિવિશિષ્ટ ભિન્ન-ભિન્ન આકાર નજરે આવતો નથી. (૧૪)

૬૦૮. કેશમાં, માથામાં, કાનમાં, આંખોમાં, મુખમાં, નાકમાં, ઓઠમાં, અથવા ભમરોમાં, (૧૫)

૬૦૯. ગળામાં, ખભાઓમાં, પેટમાં, પીઠમાં, કમરમાં, છાતીમાં, લિંગમાં અથવા સ્ત્રીપુરુષસંઘમાં, (૧૬)

૬૧૦. હાથમાં, પગમાં, આંગળીઓમાં અથવા નખમાં, જંઘામાં, સાથળમાં, કાંતિમાં અથવા સ્વરમાં જેમ જુદીજુદી જાતિઓમાં જાતિવિશિષ્ટ આકાર નજરે પડે છે, તેવો મનુષ્યોમાં નથી જ નથી. (૧૭)

૬૧૧. આ જાતિવિશિષ્ટ આકાર મનુષ્યપ્રાણીઓમાં ભિન્ન રીતે દેખાતો નથી. મનુષ્યજાતિમાંનો ભેદ કેવળ વ્યવહાર ઉપર અવલંબે છે. (૧૮)

૬૧૨. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ ગાયો રાખીને ઉપજીવિકા ચલાવે તે ખેડૂત છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૧૯)

૬૧૩. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ ભિન્નભિન્ન કારીગરીથી ઉપજીવિકા ચલાવે છે, તે કારીગર છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૦)

૬૧૪. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ વેપાર ઉપર ઉપજીવિકા ચલાવે છે તે વાણિયો છે; બ્રાહ્મણ નથી એમ એમ સમજ. (૨૧).

૬૧૫. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ સિપાઇગીરી કરે છે તે સિપાઈ છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૨)

૬૧૬. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ ચોરી ઉપર ઉપજીવિકા ચલાવે છે તે ચોર છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૩)

૬૧૭. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઇ ધનુર્વિદ્યા ઉપર ઉપજીવિકા ચલાવે છે તે યોદ્ધો છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૪)

૬૧૮. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ પુરોહિતપણા ઉપર ઉપજીવિકા ચલાવે છે તે યાજક છે: બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૫)

૬૧૯. હે વાસેષ્ઠ, મનુષ્યોમાં જે કોઈ ગામો ઉપર અને રાષ્ટ્રો ઉપર સત્તા ચલાવે છે તે રાજા છે; બ્રાહ્મણ નથી એમ સમજ. (૨૬)

૬૨૦. (બ્રાહ્મણ) માતાના પેટમાંથી જન્મનારાને હું બ્રાહ્મણ ગણતો નથી. જો તેની પાસે સંપત્તિ હોય તો ફક્ત ભો શબ્દથી સંબોધવા માટે યોગ્ય થાય છે. પણ જે સંપત્તિવિરહિત અને આદાનવિરહિત હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૨૭)

૬૨૧. બધાં સંયોજનો તોડીને જે હેરાન થતો નથી, જે સંગાતીત હોય અને જે વિસંયુક્ત હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૨૮)

૬૨૨. નધ્રી (ક્રોધ), વરત્રા (તૃષ્ણા) અને વાગુરા (સાંપ્રદાયિક બુદ્ધિ)નું અનુક્રમે છેદન કરીને અને અડચણો દૂર ફેંકી દઈને જે બુદ્ધ થાય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૨૯)

૬૨૩. જે ક્ષમાવાન (માણસ) ગાળો, વધ અને બંધન સહન કરે, ક્ષાંતિબળ એ જ જેનું સૈન્યબળ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૦)

૬૨૪. જે અક્રોધી. વ્રતવાન, શીલવાન, લોભથી ન ફુલાયેલો, દાન્ત અને અંતિમ શરીર ધારણ કરનારો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૧)

૬૨૫. કમલપત્ર ઉપરના પાણીની જેમ અને આરીના અગ્ર ઉપરના રાઈના દાણાની જેમ જે વિષયોપભોગમાં લુપ્ત થતો નથી તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૨)

૬૨૬. જે આ જ જન્મમાં પોતાનાં દુઃખોનો અંત જાણે છે, જેણે પોતાનો ભાર નીચે નાખી દીધો હોય અને જે સંયોગવિરહિત થયો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૩)

૬૨૭. જે ગંભીરપ્રજ્ઞ, મેધાવી, માર્ગામાર્ગ જાણવામાં પ્રવીણ હોય, અને જેણે ઉત્તમાર્થ પ્રાપ્ત કર્યો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૪)

૬૨૮. જે ગૃહસ્થ અને પરિવ્રાજક બન્નેના સંસર્ગથી મુક્ત હોય, ગૃહબુદ્ધિથી દૂર રહેનારો અને અલ્પેચ્છ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું (૩૫)

૬૨૯. ત્રસ અને સ્થાવર ભૂતમાત્ર પ્રત્યેની દંડબુદ્ધિ છોડી

---

૬૨૨. નધ્રી અને વરત્રા એટલે એક જાતની ચામડાની વાધરીઓ, જેમની વાગુરા (જાળ) બનાવવામાં આવે છે.

દઈને જે હિંસા કરતો નથી અને કરાવતો નથી તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૬)

૬૩૦. વિરોધી લોકોમાં અવિરોધી, આત્મદંડન કરનારાઓમાં શાંત, અને આદાન કરનારાઓમાં જે અનાદાન હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૭)

૬૩૧. આરીના અગ્ર ઉપરના રાઈના દાણાની જેમ જેના કામ, ક્રોધ, અહંકાર અને તિરસ્કાર સરી પડયા હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૮)

૬૩૨. જે અકર્કશ, અર્થયુક્ત, સત્ય, અને બીજાને ન ખૂંચે એવું જ વચન બોલનારો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૩૯)

૬૩૩. અને જે આ જગતમાં દીર્ઘ કે હ્રસ્વ અણુ કે સ્થૂળ, સુંદર કે અસુંદર વસ્તુઓ ચોરતો નથી તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૦)

૬૩૪. જેને ઇહલોક કે પરલોકમાં આસક્તિ નથી, જે અનાસક્ત અને વિસંયુક્ત હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૧)

૬૩૫. જેને આલય નથી, જે જ્ઞાન પામીને નિઃશંક થયો હોય, અને જે અમૃતમાં ( નિર્વાણ ) પહોંચ્યો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૨)

૬૩૬. જેણે પુણ્ય અને પાપ બન્નેનો સંગ છોડી દીધો હોય, જે અશોક, વિમલ અને શુદ્ધ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૩)

૬૩૭. જે ચંદ્રના જેવો વિમલ, શુદ્ધ, પ્રસન્ન, અનાવિલ હોય, જેની ભવતૃષ્ણા નષ્ટ થઈ હોય તેને હું બ્રાહ્મણ ગણું

છું. (૪૪)

૬૩૮. જે આ વિષમમાર્ગી, દુર્ગમ, મોહમય સંસારની પાર ગયો હોય, જે ઉત્તીર્ણ, પાર પામેલો, ધ્યાનરત, નિષ્કંપ, નિઃશંક અને ઉપાદાનરહિત થઈને શાંત થયો હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૫)

૬૩૯. આ જગતમાં જે વિષયોપભોગ છોડીને અનાગારિક પ્રવ્રજ્યા લે, અને જેની કામવાસના અને ભવવાસના નષ્ટ થઈ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૬)

૬૪૦. આ જગતમાં જે તૃષ્ણાનો ત્યાગ કરીને અનાગારિક પ્રવ્રજ્યા લે, અને જેની તૃષ્ણા અને ભવવાસના નષ્ટ થઈ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૭)

૬૪૧. જે માનવી બંધનો તોડીને દિવ્ય બંધનોની પાર ગયો હોય અને બધાં બંધનોથી મુક્ત થયો હોય તેને હું બ્રાહ્મણ ગણુ છું. (૪૮)

૬૪૨. જે રતિ અને અરતિનો ત્યાગ કરીને શાંત થયો હોય, જે નિરુપાધિ અને સર્વલોકવિજયી શૂરવીર હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૪૯)

૬૪૩. જે પ્રાણીઓનાં મરણ અને ઉત્પત્તિ સંપૂર્ણ રીતે જાણે છે, જે અનાસક્ત, સુગત અને બુદ્ધ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૫૦)

૬૪૪. જેની ગતિ દેવ, ગંધર્વ કે મનુષ્યો જાણતા નથી, જે ક્ષીણાસ્રવ અર્હન હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૫૧)

૬૪૫. જેને પૂર્વ પદાર્થોમાં, ભાવિ પદાર્થોમાં અથવા વર્તમાન પદાર્થોમાં જરાય વાસના નથી, જે અકિંચન અને આદાનરહિત

હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૫૨)

૬૪૬. જે ઋષભ, પ્રવર, વીર, મહર્ષિ, વિજયી, અપ્રકંપ્ય, સ્નાતક અને બુદ્ધ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું. (૫૩)

૬૪૭. જેને પૂર્વજન્મનું સ્મરણ થાય છે, જે સદ્દગતિ અને અસદ્દગતિ જાણે છે, અને જે જન્મક્ષય (નિર્વાણ) પ્રાપ્ત કરી લે છે તેને હું બ્રાહ્મણ ગણું છું. (૫૪)

૬૪૮. નામ અને ગોત્ર એ આ જગતની અંદરનો એક વહેવાર છે. લોકસંમતિથી તે ઠરાવવામાં આવે છે, અને તે તે જગ્યાએ તેમ કલ્પવામાં આવે છે. (૫૫)

૬૪૯. અજ્ઞાન માણસોના અંતઃકરણમાં ચિરકાલ વાસ કરનારું તે એક મિથ્યાદર્શન છે. તે અજ્ઞ જનો જન્મથી બ્રાહ્મણ થાય છે એમ કહે છે. (૫૬)

૬૫૦. (માણસ) જન્મથી બ્રાહ્મણ થતો નથી કે જન્મથી અબ્રાહ્મણ થતો નથી; કર્મથી બ્રાહ્મણ થાય છે અને કર્મથી અબ્રાહ્મણ થાય છે. (૫૭)

૬૫૧. ખેડૂત કર્મથી થાય છે, કારીગર કર્મથી થાય છે, વાણિયો કર્મથી થાય છે, અને સિપાઈ કર્મથી થાય છે. (૫૮)

૬૫૨. ચોર પણ કર્મથી થાય છે, ગોદ્ધો પણ કર્મથી થાય છે, યાજક કર્મથી થાય છે, અને રાજા પણ કર્મથી થાય છે. (૫૯)

૬૫૩. પ્રતીત્યસમુત્પાદ જાણનારા અને કર્મફળ જાણવામાં કુશળ પંડિતો આ રીતે યથાર્થપણે કર્મ જુએ છે. (૬૦)

૬૫૪. કર્મથી જગત ચાલે છે, પ્રાણીઓ કર્મથી જીવે છે. ચાલતો રથ જેમ ધરી ઉપર અવલંબે છે તેમ પ્રાણીઓ કર્મ ઉપર અવલંબે છે. (૬૧)

૬૫૫. (માણુસ) તપથી, બ્રહ્મચર્યથી, સંયમથી અને દમથી બ્રાહ્મણ થાય છે. આ બ્રાહ્મણ્ય ઉત્તમ છે. (૬૨)

૬૫૬. (પૂર્વજન્મ જાણવો, સદ્દગતિ કે દુર્ગતિ જાણવી, અને નિર્વાણ પ્રાપ્ત કરી લેવું, આ) ત્રણ વિદ્યાઓથી સંપન્ન, શાંત હોય અને જેને પૂર્વજન્મ ન હોય તે, હે વાસેઠ, સુજ્ઞ પુરુષો માટે શક્ર અને બ્રહ્મા છે એમ સમજ. (૬૩)

આમ કહ્યા પછી વાસેઠ અને ભારદ્વાજ વિદ્યાર્થીઓએ ભગવાનને કહ્યું, "ધન્ય ધન્ય ભો ગોતમ,...વગેરે...અમે ભગવાન ગોતમને શરણે જઈએ છીએ, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જઈએ છીએ. અમે આજથી આમરણ શરણ ગયેલા ઉપાસક છીએ એમ ભવાન ગોતમે સમજવું."

## ૩૬

## કોકાલિકસુત્ત* (૧૦)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વખતે કોકાલિક ભિક્ષુ ભગવાનની પાસે આવ્યો, આવીને ભગવાનને વંદન કરીને એક પડખે બેઠો. એક પડખે બેસીને કોકાલિક ભિક્ષુએ ભગવાનને કહ્યું, "ભદન્ત, સારિપુત્ર અને મૌદ્ગલાયન એ પાપેચ્છ હોઈ પાપી વાસનાઓને વશ છે." એમ કહ્યા પછી ભગવાને કોકાલિક ભિક્ષુને કહ્યું, "હે કોકાલિક, એમ બોલ નહિ, એમ બોલ નહિ; સારિપુત્ર અને મૌદ્ગલાયન ઉપર વિશ્વાસ રાખ; સારિપુત્ર અને મૌદ્ગલાયન સદ્‌ગુણી છે." બીજીવાર પણ કોકાલિક ભિક્ષુએ ભગવાનને કહ્યું, "ભદન્ત, ભગવાન ઉપર મારી શ્રદ્ધા અને વિશ્વાસ છે, છતાં સારિપુત્ર અને મૌદ્ગલાયન પાપેચ્છ હોઈ પાપી વાસનાઓને

---

* મૂળમાં 'ओकालिय' એવો પાઠ છે. પણ અટ્ઠકથામાં कोकालिक એવો પાઠ મળે છે, અને એ જ અહીં સ્વીકાર્યો છે.

વશ છે.” બીજીવાર પણ ભગવાને કોકાલિક ભિક્ષુને કહ્યું, “હે કોકાલિક, એમ બોલ નહિ, એમ બોલ નહિ. સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન ઉપર વિશ્વાસ રાખ; સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન સદ્દ્ગુણી છે.” ત્રીજીવાર પણ કોકાલિક ભિક્ષુએ ભગવાનને કહ્યું, “ભદન્ત, ભગવાન ઉપર મારી શ્રદ્ધા અને વિશ્વાસ છે, છતાં સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન પાપેચ્છ હોઈ પાપી વાસનાઓને વશ છે.” ત્રીજીવાર પણ ભગવાને કોકાલિક ભિક્ષુને કહ્યું, “હે કોકાલિક, એમ બોલ નહિ, એમ બોલ નહિ. સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન ઉપર વિશ્વાસ રાખ; સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન સદ્દ્ગુણી છે.” એટલે કોકાલિક ભિક્ષુ આસન ઉપરથી ઊઠ્યો, ભગવાનને નમસ્કાર કર્યા અને પ્રદક્ષિણા કરીને ત્યાંથી ચાલતો થયો. ત્યાંથી તે નીકળ્યો કે તરત જ તેના શરીર ઉપર રાઈ રાઈ જેવડા ફોલ્લા ફૂટી નીકળ્યા. તે ફોલ્લા રાઈ જેવડા થયા પછી મગ જેવડા થયા, મગ જેવડા થયા પછી વટાણા જેવડા થયા, વટાણા જેવડા થયા પછી બોર જેવડા થયા, બોર જેવડા થયા પછી આમળા જેવડા થયા, આમળા જેવડા થયા પછી કુમળા બેલફળ જેવડા થયા, કુમળા બેલફળ જેવડા થયા પછી (પાકેલા) બેલફળ જેવડા થયા, અને (પાકેલા) બેલફળ જેવડા થઈને ફૂટી ગયા. તેમાંથી પરુ અને લોહી વહેવા લાગ્યું. અને એ રોગથી કોકાલિક ભિક્ષુ મરણ પામ્યો. મરણ પામ્યા પછી મનની અંદરના સારિપુત્ર અને મૌદ્દ્ગલાયન પ્રત્યેના દ્વેષને લીધે કોકાલિક ભિક્ષુ પદ્મ (નામના) નરકમાં જન્મ્યો.

ત્યારે રાત પૂરી થતી વખતે અત્યંત સુંદર સહંપતિ બ્રહ્મા

આખું જેતવન પ્રકાશિત કરીને ભગવાન પાસે આવ્યો અને ભગવાનને વંદન કરીને એક બાજુએ ઊભો રહ્યો. એક બાજુ ઊભા રહીને સહંપતિ બ્રહ્માએ ભગવાનને કહ્યું, "ભદન્ત, કોકાલિક ભિક્ષુ મરણ પામ્યો છે. મરણ પામીને મનમાંના સારિપુત્ર તથા મૌદ્‌ગલાયન પ્રત્યેના દ્વેષને લીધે કોકાલિક ભિક્ષુ પદ્મ નરકમાં જન્મ્યો છે." એમ સહંપતિ બ્રહ્મા બોલ્યો. એમ બોલીને ભગવાનને વંદન કરીને અને પ્રદક્ષિણા કરીને ત્યાં જ અંતર્ધાન પામ્યો.

તે પછી રાત પૂરી થયા પછી ભગવાને ભિક્ષુઓને કહ્યું, 'હે ભિક્ષુઓ, ગઈ રાતે રાત પૂરી થતી વખતે...વગેરે... એમ સહંપતિ બ્રહ્મા બોલ્યો. એમ બોલીને મને વંદન કરીને અને પ્રદક્ષિણા કરીને ત્યાં જ અંતર્ધાન પામ્યો." એમ બોલી રહ્યા પછી એક ભિક્ષુએ ભગવાનને કહ્યું, "ભદન્ત, પદ્મ નરકમાંના આયુષ્યનું પ્રમાણ કેટલા લાંબા કાળનું હોય છે?" "હે ભિક્ષુ, પદ્મ નરકમાં આયુષ્યનું પ્રમાણ બહુ લાંબું છે. તે આટલાં વર્ષો, આટલા સૈકા, આટલાં હજાર વર્ષો કે આટલાં લાખ વરસો, એમ કહી શકાય નહિ." "ભદન્ત, પણ તેને ઉપમા આપવી શક્ય છે ખરી?" ભગવાન બોલ્યા, "હે ભિક્ષુઓ, તેને ઉપમા આપવી શક્ય છે. હે ભિક્ષુઓ, કોસલ દેશમાં વીશ ખારી* તલનું ગાડું હોય છે, અને તેમાંથી જો કોઈ માણસ દર સોમે વરસે એક તલ કાઢતો રહે, તો આ ક્રમે તે તલ વહેલા ખલાસ થાય, પણ અર્બુદ નરકમાંનું આયુષ્ય ખલાસ ન થાય. હે ભિક્ષુઓ, અર્બુદથી વીશગણું

* ચાર આઢકોનો એક દ્રોણ, અને ૧૬ દ્રોણની એક ખારી.

નિરર્બુદ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, નિરર્બુદથી વીશગણું અબબ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, અબબથી વીશગણું અહહ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, અહહથી વીશગણું અટટ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, અટટથી વીશગણું કુમુદ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, કુમુદથી વીશગણું સૌગંધિક નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, સૌગંધિકથી વીશગણું ઉત્પલક નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, ઉત્પલકથી વીશગણું પુંડરીક નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, પુંડરીકથી વીશગણું પદ્મ નરકમાંનું આયુષ્ય. હે ભિક્ષુઓ, મનની અંદરના સારિપુત્ર અને મૌદ્ગલાયન પ્રત્યેના દ્વેષને લીધે કોકાલિક ભિક્ષુ આ પદ્મ નરકમાં જન્મ્યો છે." આમ ભગવાન બોલ્યા. એમ બોલ્યા પછી તે સુગત શાસ્તાએ કહ્યું:

૬૫૭. મનુષ્ય જન્મે છે તેની સાથે જ તેના મુખમાં કુહાડી પેદા થાય છે, જેનાથી મૂર્ખ (માણસ) દુર્ભાષિત બોલીને પોતાને જ તોડે છે. (૧)

૬૫૮. જે નિંદ્ય માણસની પ્રશંસા કરે છે અથવા પ્રશંસાપાત્ર માણસની નિંદા કરે છે તે પોતાના મુખથી પોતાની હાનિ કરે છે, અને તે હાનિને લીધે સુખ પામતો નથી. (૨)

૬૫૯. જુગારમાં પૈસા ખોવા એ હાનિ ઓછી છે. પણ સુગતોના વિષયમાં મન કલુષિત કરવું એ સ્વતઃસહ સર્વસ્વની હાનિ હોવાથી બહુ મોટી છે. (૩)

૬૬૦. મન અને વાચાને પાપકારક બનાવીને આર્યોની (સાધુઓની) નિંદા કરનારો માણસ એક લાખ નિરર્બુદ અને છત્રીશ અને પાંચ અર્બુદ વરસો સુધી નરકમાં રહે છે. (૪)

૬૬૧. ખોટું બોલનારો અને પોતે કરેલું કૃત્ય કર્યું નથી એમ કહેનારો નરકે જાય છે. તે બન્ને હીનકર્મી માણસો મરણ પામ્યા પછી પરલોકમાં એક જ ગતિ પામે છે. (૫)

૬૬૨. નિર્દોષ, શુદ્ધ અને નિષ્પાપ માણસને જે દોષ દે છે તેના ઉપર જ તે પાપકૃત્ય પવનની સામે ઉડાડેલી ધૂળની જેમ ઊલટે છે. (૬)

૬૬૩. લોભમાં બદ્ધ થયેલો, શ્રદ્ધાવિહીન, કૃપણ, અવદાન્ય, મત્સરી અને ચાડી ખાવામાં ગૂંથાયેલો જે હોય તે પોતાની વાણીથી બીજાને દોષ દે છે. (૭)

૬૬૪. હે વિષમમુખવાળા, અસત્યવાદી, ભ્રૂણહા, પાપી, દુષ્કૃત્યકારી, પુરુષાધમ, કલિ, નીચ, વધારે ન બોલ; તું નરકભૂ-ગામી છે. (૮)

૬૬૫. હે કલ્મષકારી, તું સંતોની નિંદા કરે છે, અને તારા પોતાના અહિત માટે ધૂળ ફેંકે છે; પુષ્કળ કુકર્મો કરીને તું ચિરકાળ ખાડામાં પડવાનો છે. (૯)

૬૬૬. કારણકે કરેલું કર્મ ફળ આપ્યા વગર નાશ પામતું નથી. તે કર્તાની પાછળ પડે છે, કર્તા તેનું ફળ ભોગવે છે. તે કલ્મષકારી મંદબુદ્ધિવાળો પરલોકમાં દુઃખ અનુભવે છે. (૧૦)

૬૬૭. (પગમાં ખૂંચી જાય એવા) લોખંડી ખીલા ખોડીને તૈયાર કરેલી જમીન ઉપર અને લોખંડી શૂળી ઉપર તે જાય છે અને ત્યાં તેને યોગ્ય એટલે તપેલા લોખંડના ગોળાના જેવું ભોજન મળે છે. (૧૧)

૬૬૮. ત્યાં મીઠું બોલનારા નથી હોતા, રક્ષણ કરવા માટે કોઈ દોડી આવતાં નથી, અને કોઈ ત્રાણ કરતાં નથી. ત્યાં

પાથરી રાખેલા સળગતા કોલસા ઉપર સૂવું પડે છે અને ધગધગતા અગ્નિમાં પ્રવેશ કરવો પડે છે. (૧૨)

૬૬૯. ત્યાં તેમને જાળમાં બાંધીને લોખંડી ઘણુથી મારે છે, અને તેઓ ધૂમસની જેમ પથરાયેલા અંધ તમમાં જાય છે (૧૩)

૬૭૦. અને અગ્નિના જેવી પ્રજ્વલિત લોખંડી કઢાઈઓમાં તેઓ પડે છે, અને તે અગ્નિના જેવી પ્રજ્વલિત કઢાઈઓમાં ઉપરનીચે જતાંઆવતાં તેઓ લાંબો કાળ સુધી ઊકળ્યા કરે છે. (૧૪)

૬૭૧. અને ત્યાં પરુ અને લોહીથી ભરેલી કઢાઈઓમાં કલ્મષકારી માણુસ પડે છે. તે જે જે દિશામાં જાય છે ત્યાં ત્યાં તે પદાર્થોથી ખરડાઈ જઈને કષ્ટ પામે છે. (૧૫)

૬૭૨. તે પાપી માણુસ ત્યાં કીડાઓથી ભરપૂર પાણીમાં પડે છે. ચારે બાજુના કાંઠાઓ ઊંચા હોવાથી તેમાંથી તે નીકળી શકતો નથી. (૧૬)

૬૭૩. ત્યાં પ્રાણીઓ તીક્ષ્ણુ અસિપત્રના વનમાં પેસે છે અને જખમી થાય છે. તેમની જીભોને માછલી પકડવાના કાંટાથી તોડીતોડીને ખેંચી કાઢવામાં આવે છે. (૧૭)

૬૭૪. અને તીક્ષ્ણુ ધારવાળી ક્ષુરધારાઓથી ભરેલી વિકટ વૈતરણી નદીમાં તેઓ જાય છે, અને મંદબુદ્ધિ, પાપી એવા તેઓ પાપનું આચરણુ કરીને તે નદીમાં પડે છે. (૧૮)

૬૭૫. ત્યાં તેઓ રડતા હોય છે ત્યારે કાળા અને કાબરચીતરા એવા મોટા કાગડા, કૂતરા, શિયાળ, સેનપક્ષી અને કાગડાઓ અત્યંત આસક્તિથી ફોલ્યા કરે છે. (૧૯)

૬૭૬. આવા નરકમાંનો વાસ કઠણુ છે, જે પાપી માણુસોને

ભોગવવો પડે છે. માટે આ જગતમાં માણસ જીવતો હોય ત્યાં સુધી તેણે પોતાનું કર્તવ્ય કરવું અને બેદરકારીથી વર્તવું નહિ. (૨૦)

૬૭૭. પાંચ કરોડ નહુત અને બારસો કરોડ તલનાં ગાડામાંના તલની જેટલાં વરસો પદ્મ નરકમાંનું આયુષ્ય છે, એવી વિદ્વાનો ગણના કરે છે. (૨૧)

૬૭૮. આવી જાતનાં દુઃખકારક નરકો છે અને તેમાં તેટલો વખત રહેવું પડે છે. માટે શુદ્ધ, શીલવાન અને સદ્‌ગુણી માણસોના સંબંધમાં વાચા અને મનની સતત સંભાળ રાખવી જોઈએ. (૨૨)

## ૩૭

## નાળકસુત્ત (૧૧)

૬૭૯. અસિત ઋષિએ દિવસે બેસવાના પોતાના સ્થાનમાંથી, શુદ્ધ વસ્ત્રો પરિધાન કરનારા ત્રિદશગણદેવ આનંદિત અને હર્ષિત થઈને અને ઇંદ્રનો સત્કાર કરીને એક વસ્ત્ર ઉડાડતા (અને) અત્યંત સ્તુતિ કરતા જોયા. (૧)

૬૮૦. ત્યારે મુદિત મનવાળા અને ઉલ્લસિત દેવોને જોઇને તે (ઋષિ) આદરપૂર્વક બોલ્યા, દેવસંઘ હર્ષિત કેમ છે? આ વસ્ત્ર તમે કેમ ઉડાડો છો? (૨)

૬૮૧. જ્યારે અસુરોની સાથે તમારું યુદ્ધ થયું, અને સુરોનો જય અને અસુરોનો પરાજય થયો ત્યારે પણ તમે આટલા હર્ષિત થયા નહોતા. હે દેવો, આજે કઈ અદ્દભુત વસ્તુ જોઇને તમે આનંદિત થયા છો? (૩)

૬૮૨. કેટલાક સીટી વગાડે છે, કેટલાક ગાય છે, કેટલાક બજાવે છે, કેટલાક તાળીઓ પાડે છે, કેટલાક નાચે છે, એ બધું શા માટે? તે હું મેરુ પર્વત ઉપર રહેનારા તમને પૂછું છું.

હે મારિષ, તમે મારી શંકા એકદમ દૂર કરો. (૪)

૬૮૩. (દેવો—) તે વરરત્ન જેવા અતુલ બોધિસત્ત્વનો મનુષ્યલોકમાં લુંબિની પ્રદેશમાં શાક્ય લોકોના ગામમાં જગતના કલ્યાણને અર્થે જન્મ થયો છે. તેથી અમે અત્યંત હૃષ્ટતુષ્ટ થયા છીએ. (૫)

૬૮૪. સર્વ પ્રાણીઓમાં ઉત્તમ, અગ્રપુરુષ, મનુષ્યર્ષભ અને સર્વ લોકમાં શ્રેષ્ઠ એવા તે પોતાની ગર્જનાથી બધાં મૃગોનો પરાભવ કરનાર બળવાન સિંહની જેમ બધાનો પરાભવ કરીને ઋષિપત્તન વનમાં ધર્મચક્ર પ્રવર્તિત કરશે. (૬)

૬૮૫. ત્યારે તે દેવોનું વચન સાંભળીને તે (ઋષિ) ત્વરાથી શુદ્ધોદનને ઘેર આવ્યા. અને ત્યાં બેસીને એણે શાક્યોને કહ્યું, કુમાર ક્યાં છે? હું પણ તેને જોવા માગું છું. (૭)

૬૮૬. તે પછી હોશિયાર સોનીએ ભઠ્ઠીમાં નાખીને ફૂંકીને પ્રજ્વલિત કરેલા સોનાના જેવી કાંતિથી દેદીપ્યમાન અને ઉત્તમવર્ણ એવા તે બાલક પુત્રને શાક્યોએ અસિતને બતાવ્યો. (૮)

૬૮૭. અગ્નિની જેમ પ્રજ્વળતા, આકાશમાં સંચાર કરનારા તારાપતિ ચંદ્રના જેવા વિશુદ્ધ અને શરદઋતુના અભ્રમુક્ત સૂર્યની જેમ પ્રકાશતા તે બાળકને જોઈને ઋષિ આનંદિત થયા અને વિપુલ પ્રેમ પામ્યા. (૯)

૬૮૮. અંતરિક્ષમાં દેવોએ અનેક લાકડીઓવાળું અને હજાર મંડળોવાળું છત્ર ધર્યું, અને સોનાના દાંડાવાળાં ચામરો ઊડવા લાગ્યાં, પણ ચામર અને છત્ર ધારણ કરનારા દેખાતા નહોતા. (૧૦)

૬૮૯. સફેદ શાલ ઉપર રાખેલા સોનાના સિક્કાના જેવા સુશોભિત અને જેના મસ્તક ઉપર શ્વેત છત્ર ધરી રાખેલું છે એવા તેને જોઇને હર્ષિત અને સંતુષ્ટ થયેલા તે જટાધારી કૃષ્ણશ્રી નામના ઋષિએ તેને પોતાના હાથમાં લીધો. (૧૧)

૬૯૦. અને લક્ષણો અને મંત્રો જાણવામાં પારંગત એવા તેણે શાક્યપુંગવને (બોધિસત્ત્વને) લઈને અને તેની પરીક્ષા કરીને એવા ઉદ્ગાર કાઢ્યા કે આ લોકોત્તર બાળક દ્વિપદોમાં ઉત્તમ છે! (૧૨)

૬૯૧. અને પોતાના ઇહલોક છોડી જવાને સંભારીને અને દુઃખિત થઈને તે આંસુ સારવા લાગ્યા. તે રુદન કરતા ઋષિને જોઈને શાક્યો બોલ્યા, આ કુમારને કંઈ અડચણ તો નથી ને? (૧૩)

૬૯૨. દુઃખિત થયેલા શાક્યોને જોઈને ઋષિ બોલ્યા, આ કુમારને કંઈ જ અહિત છે એવું મને લાગતું નથી, અથવા એને કોઈ પણ અંતરાય થવાનો નથી. આ સામાન્ય નથી. માટે તમે આનંદિત થાઓ. (૧૪)

૬૯૩. આ કુમાર શ્રેષ્ઠ સંબોધ પ્રાપ્ત કરી લેશે. પરમ વિશુદ્ધ નિર્વાણનો સાક્ષાત્કાર કરી લેનાર તે બહુજનના કલ્યાણ માટે કૃપા કરીને ધર્મચક્રનું પ્રવર્તન કરશે. આણે પ્રવર્તાવેલું બ્રહ્મચર્ય લોકમાં વિસ્તાર પામશે. (૧૫)

૬૯૪. પણ ઇહલોકમાં મારું આયુષ્ય થોડુંક જ બાકી રહ્યું છે, અને આ (કુમાર) બુદ્ધ થયા પહેલાં હું મરણ પામવાનો છું. હું તે અપ્રતિમ ધુરીણનો ધર્મ સાંભળી શકીશ નહિ. તેથી હું આર્ત, વ્યસનપ્રાપ્ત અને દુઃખી થયો છું. (૧૬)

૬૯૫. તે બ્રહ્મચારી શાક્યોમાં વિપુલ પ્રેમ પેદા કરીને

અંતઃપુરમાંથી ચાલ્યો ગયો. પોતાના ભત્રીજા ઉપર દયા કરનારા તેણે ભત્રીજાને અપ્રતિમ ધુરીણના ધર્મનો બોધ કરી લેવા માટે ઉપદેશ કર્યોઃ (૧૭)

૬૯૬. જ્યારે તું બીજા પાસેથી બુદ્ધ શબ્દ સાંભળે અને જ્યારે બુદ્ધ સંબોધિજ્ઞાન મેળવીને લોકોને શ્રેષ્ઠ ધર્મનો ઉપદેશ કરે, ત્યારે ત્યાં જઈને ધર્મ સંબંધે પ્રશ્નો પૂછજે અને ભગવાનના પંથમાં બ્રહ્મચર્યનું આચરણ કરજે. (૧૮)

૬૯૭. ભવિષ્યકાળમાં નાલકને પરમ વિશુદ્ધ નિર્વાણનો લાભ થવાનો છે એવું જાણનારા તે હિતબુદ્ધિવાળા ઋષિએ ઉપદેશ કર્યા પછી તે કૃતપુણ્યસંચય નાલક બુદ્ધની રાહ જોતો પોતાની ઇંદ્રિયોનું રક્ષણ કરતો તાપસ થઈને રહેવા લાગ્યો. (૧૯)

૬૯૮. અસિત ઋષિએ કહેલો સમય આવી પહોંચ્યો, ત્યારે જિનશ્રેષ્ઠે ધર્મચક્ર પ્રવર્તિત કર્યાની ખ્યાતિ સાંભળીને, ત્યાં જઇને ઋષિસત્તમને જોઈને પ્રસન્ન થયેલા તે નાલકે મુનિપ્રવર માટે શ્રેષ્ઠ મૌનેય કયું તે પૂછ્યું. (૨૦)

આ પ્રાસ્તાવિક ગાથાઓ.

૬૯૯. અસિતનું આ યથાર્થ વચન મેં જાણ્યું. માટે બધા ધર્મોમાં પારંગત ગોતમને હું પૂછું છું: (૨૧)

૭૦૦. હે મુનિ, ગૃહવિરહિત થયેલાને અને ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવનારાને માટે ઉત્તમ પદ એવું મૌનેય કયું, તે હું પૂછું છું, તે મને કહો. (૨૨)

૭૦૧. મૌનેય કયું તે હું તને કહું છું—એમ ભગવાન બોલ્યા—તે દુષ્કર અને દુરભિસંભવ છે. હવે તને તે કહું છું.

તું સંભાળીને વર્તન કર અને દૃઢ થા. (૨૩)

૭૦૨. ગામમાં જાય તો વંદન અને નિંદા (બન્ને) સંબંધે સમભાવથી વર્તવું, મનની અંદરનો ક્રોધ તાબે રાખવો, અને શાંત થઈને ગર્વરહિત થવું. (૨૪)

૭૦૩. અરણ્યની અંદરની અગ્નિજ્વાલાઓની જેમ ગામમાં સ્ત્રીઓ ફરે છે, અને તેઓ મુનિને લોભાવવા માગે છે. તેઓ તને મોહમાં ન નાખે તેની સાવધાની રાખજે. (૨૫)

૭૦૪. કામોપભોગ છોડીને સ્ત્રીસંગથી વિરત થા, અને સ્થિરચર પ્રાણીઓ ઉપર અવિરુદ્ધ અને અનાસક્ત થા. (૨૬)

૭૦૫. જેવો હું તેવાં તેઓ, અને જેવાં તેઓ હું, એમ પોતાના ઉદાહરણથી સમજીને કોઈને મારવું નહિ અને મરાવવું નહિ. (૨૭)

૭૦૬. જે ઇચ્છામાં અને લોભમાં સામાન્ય માણસ બદ્ધ થાય છે તે ઇચ્છા અને લોભનો ત્યાગ કરીને ચક્ષુષ્મન્તે વર્તવું અને આ નરક તરી જવું. (૨૮)

૭૦૭. તેણે ઓછું ખાનાર મિતાહારી, અલ્પેચ્છ અને અલોલુપ થવું. તે ઇચ્છાથી તૃપ્ત થયેલો અનિચ્છ અને શાંત થાય છે. (૨૯)

૭૦૮. તેણે ભિક્ષાટન કરીને અરણ્યમાં જવું. ત્યાં ઝાડ નીચે આવીને મુનિએ આસન ઉપર બેસવું. (૩૦)

૭૦૯. તે ધ્યાનરત ધીર પુરુષે વનમાં આનંદ માનવો અને સંતુષ્ટ થઈને ધ્યાન કરવું. (૩૧)

૭૧૦. તે પછી રાત પૂરી થયા પછી ગામમાં આવવું. ગામમાંથી મળેલ આમંત્રણ કે મુલાકાતનું (પોતાના મનમાં)

અભિનંદન કરવું નહિ. (૩૨)

૭૧૧. ગામમાં આવીને મુનિએ ત્યાંનાં કુટુંબોની સાથે વધારેપડતો સ્નેહ કરવો નહિ, ભિક્ષાના સંબંધમાં મૌન ધારણ કરવું અને સૂચક શબ્દો બોલવા નહિ. (૩૩)

૭૧૨. જો ભિક્ષા મળે તો ઠીક, ન મળે તોયે ઠીક. બન્ને વિષે તે સમાન રહે છે, અને (રહેઠાણના) ઝાડ નીચે આવે છે. (૩૪)

૭૧૩. હાથમાં ભિક્ષાપાત્ર લઈને ફરનારો અને મૂંગો ન હોવા છતાં મૂંગા જેવો થઈને ફરનારો થઈને તેણે અલ્પ ભિક્ષાનો તિરસ્કાર અને દાતાનો અનાદર ન કરવો. (૩૫)

૭૧૪. શ્રમણે (બુદ્ધે) નાનોમોટો રસ્તો બતાવ્યો છે. (માણસો) સંસારની પાર બેવાર જતા નથી છતાં પણ જ્ઞાન એક જ જાતનું હોય છે એવું નથી. (૩૬)

૭૧૫. જે ભિક્ષુ આસક્ત થતો નથી, જેણે સંસારસ્રોત તોડ્યો હોય, અને જે કૃત્યાકૃત્યથી મુક્ત થયો હોય તેને પરિદાહ રહેતા નથી. (૩૭)

૭૧૬. તને હું મૌનેય કહું છું—એમ ભગવાન બોલ્યા—અસ્ત્રાની ધારથી પોતાની જીભને સાચવીને અસ્ત્રા ઉપરનું મધ ચાટનારા માણસની જેમ સાવધ રહેવું; જીભ તાળવે અડાડીને પણ ભોજનમાં સંયમ જાળવવો. (૩૮)

૭૧૭. સાવધચિત્ત થવું; પરંતુ બહુ ચિંતન પણ ન કરવું; નિરામગંધ, અનાશ્રિત અને બ્રહ્મચર્યપરાયણ થવું. (૩૯)

૭૧૮. એકાન્તવાસ અને શ્રમણોપાસના (ધ્યાનચિંતન)માં અનુરક્ત રહેવું. એકાકીપણાને મૌન કહે છે. એકાકી રહેવામાં જો તને મજા આવે, (૪૦)

૭૧૯. તો ધ્યાનરત કામત્યાગી ધીર લોકોનું ભાષણ સાંભળીને તું દશે દિશાઓ પ્રકાશિત કરીશ, માટે તે સ્થિતિને પામેલા મારા શ્રાવકે હ્રી (પાપલજ્જા) અને શ્રદ્ધા વધારવી. (૪૧)

૭૨૦. તે નદીની ઉપમાથી જાણવું. વહેળા ધોધ ઉપર થઈને અને ખીણમાં થઈને મહા અવાજ કરતા વહે છે; પણ મોટી નદીઓ ધીમેધીમે વહે છે. (૪૨)

૭૨૧ જે છીછરું હોય તે અવાજ કરે છે, પણ જે ગંભીર હોય છે તે શાંત હોય છે. મૂર્ખ અધૂરા ઘડાની જેમ અવાજ કરે છે (છલકાય છે), પણ સુજ્ઞ ગંભીર (માણસ) જલહ્રદની જેમ શાંત હોય છે. (૪૩)

૭૨૨. શ્રમણ (બુદ્ધ) જે બહુ બોલે છે તે યોગ્ય અને ઉપયુક્ત છે એમ જાણીને બોલે છે. સમજીને તે ધર્મોપદેશ કરે છે અને સમજીને પુષ્કળ બોલે છે. (૪૪)

૭૨૩. જે સંયતાત્મા જાણતા છતાં વધારે બોલતો નથી તે મુનિ મૌનાર્હ છે, તે મુનિએ મૌન જાણ્યું. (૪૫)

## ૩૮

## દ્વયતાનુપસ્સનાસુત્ત (૧૨)

એવું મેં સાંભળ્યું છે. એકવાર ભગવાન શ્રાવસ્તીના પૂર્વારામમાં મિગારમાતાના પ્રાસાદમાં રહેતા હતા. તે વખતે પૂનમના ઉપોસથના દિવસે પૂર્ણ પૌર્ણિમાની રાતે ભગવાન ભિક્ષુસંઘની સાથે ખુલ્લી જગ્યામાં બેઠા હતા. ત્યારે ગુપચૂપ બેઠેલા ભિક્ષુસંઘને જોઈને ભગવાને ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ, જે કુશલ, આર્ય, નિર્યાનિક અને સંબોધગામી ધર્મો છે તે કુશલ, આર્ય, નિર્યાનિક અને સંબોધગામી ધર્મોના શ્રવણથી (શિક્ષણથી) શું ફાયદો છે? એમ જો, હે ભિક્ષુઓ, તમને કોઈ પૂછનારા મળે તો તેમને કહેવું કે દ્વૈત ધર્મોનું (પદાર્થોનું) જ્ઞાન કરી લેવું એ ફાયદો છે. તે દ્વૈત કોને કહો છો? આ દુઃખ અને આ દુઃખસમુદય મળીને એક અનુપશ્યના. અને આ દુઃખનિરોધ અને આ દુઃખનિરોધગામી માર્ગ મળીને બીજી અનુપસ્યના. હે ભિક્ષુઓ, આ પ્રમાણે દ્વૈતની સમ્યક્ અનુપશ્યના કરનાર, અપ્રમત્ત, ઉત્સાહી અને દૃઢચિત્ત થઈને વર્તનાર ભિક્ષુને

આ જ જન્મમાં અર્હત્ત્વ, અથવા ઉપાદાનશેષ રહે તો અનાગામિ-તા, એ બેમાંથી એક ફળ મળવું જોઈએ." એમ ભગવાન બોલ્યા. એમ કહીને પછી તે સુગત શાસ્તાએ કહ્યું;

૭૨૪. જેઓ દુ:ખ અને દુ:ખની ઉત્પત્તિ જાણતા નથી, અને તે દુ:ખ જ્યાં નિ:શેષ નિરોધ પામે છે તે સ્થાન (નિર્વાણ) અને તે દુ:ખનિરોધગામી માર્ગ જાણતા નથી, (૧)

૭૨૫. તેમને ચિત્તવિમુક્તિ અને પ્રજ્ઞાથી મળેલી મુક્તિ મળતી નથી; તેઓ દુ:ખનો અંત કરી શકતા નથી; અને તેઓ જ જન્મજરા પામે છે. (૨)

૭૨૬. જેઓ દુ:ખ અને દુ:ખની ઉત્પત્તિ જાણે છે, અને તે દુ:ખ જ્યાં નિ:શેષ નિરોધ પામે છે તે સ્થાન અને દુ:ખનિરોધ-ગામી માર્ગ જાણે છે. (૩)

૭૨૭. તેઓ ચિત્તવિમુક્તિથી અને પ્રજ્ઞાથી મેળવેલી વિમુક્તિથી સંપન્ન છે; તેઓ સંસારનાં દુ:ખનો અંત કરવા સમર્થ થાય છે; અને તેઓ જન્મજરા પામતા નથી. (૪)

બીજા કોઈ પ્રકારે સમ્યગ્ દ્વૈતાનુપશ્યના થઈ શકે કે કેમ, એમ હે ભિક્ષુઓ, તમને કોઈ પૂછનાર મળે તો તેમ થઈ શકે એમ તેમને કહેવું. તે કઈ રીતે? જે કંઈ દુ:ખ ઉદ્ભવે છે તે બધું ઉપાધિઓથી ઉદ્ભવે છે, એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી ઉપાધિઓનો અશેષ નિરોધ કરવાથી દુ:ખનો ઉદ્ભવ થતો નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે દ્વૈતની ...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૨૮. જગતમાં જે કંઈ અનેક પ્રકારનાં દુ:ખો છે તે બધાં

ઉપાધિઓથી થાય છે. જે અવિદ્વાન ઉપાધિ કરે છે તે મંદબુદ્ધિ ફરીફરી દુઃખ ભોગવે છે. માટે દુઃખનું ઉત્પત્તિકારણ જાણનારા સમજુ માણસે ઉપાધિ કરવી નહિ. (૫)

બીજા કોઈ પ્રકારે સમ્યગ્ દ્વૈતાનુપશ્યના થઈ શકે ખરી, એમ જો, હે ભિક્ષુઓ, તમને કોઈ પૂછનાર મળે તો એમ થઇ શકે એમ તેમને કહેવું. તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું અવિદ્યાથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી અવિદ્યાનો અશેષ નિરોધ કરવાથી દુઃખનો ઉદ્ભવ થતો નથી એ બીજી અનુપસ્યના. હે ભિક્ષુઓ, આ રીતે દ્વૈતની...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૨૯. જન્મમરણમય સંસારમાં જેઓ ફરીફરી પડે છે અને મનુષ્યત્વ કે મનુષ્યેતરભાવ પામે છે તેઓ કેવળ અવિદ્યાને લીધે જ તે ગતિ ભોગવે છે. (૬)

૭૩૦. અવિદ્યા એ મહામોહ છે, જેને લીધે મનુષ્ય ચિરકાળ સંસારમાં પડે છે. પણ જે વિદ્યાલાભી પ્રાણી હોય છે તેઓ પુનર્જન્મ પામતા નથી. (૭)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું સંસ્કારોથી ઉદ્ભવે છે એ એક અનુપસ્યના. અને વૈરાગ્યથી સંસ્કારોનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપસ્યના. હે ભિક્ષુઓ, આ રીતે દ્વૈતની ...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૩૧. જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું સંસ્કારોમાંથી; સંસ્કારના નિરોધથી દુઃખ ઉદ્ભવતું નથી. (૮)

૭૩૨. સંસ્કારોથી દુઃખ ઉદ્ભવે છે એ સંસ્કારમાં દોષ જાણીને બધા સંસ્કારો શાંત કરીને અને સંજ્ઞાનો નિરોધ કરીને, અને આ રીતે દુઃખનાશ થાય છે એમ યથાર્થ રીતે જાણીને, (૯)

૭૩૩. સમ્યગ્દર્શી, વેદપારગ પંડિત સમ્યગ્ જ્ઞાનને લીધે મારબંધન તોડીને પુનર્જન્મ પામતો નથી. (૧૦)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું વિજ્ઞાનથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી વિજ્ઞાનનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૩૪. જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું વિજ્ઞાનમાંથી; વિજ્ઞાનના નિરોધથી દુઃખ ઉદ્ભવતું નથી. (૧૧)

૭૩૫. વિજ્ઞાનમાંથી દુઃખ ઉદ્ભવે છે એ વિજ્ઞાનમાં દોષ જાણીને વિજ્ઞાનના ઉપશમને લીધે વીતતૃષ્ણ થયેલ ભિક્ષુ પરિનિર્વાણ પામે છે. (૧૨)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું સ્પર્શથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી સ્પર્શનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૩૬. સંસારપ્રવાહમાં વહેનારા, કુમાર્ગે ચાલનારા સ્પર્શ-પરાયણ પ્રાણીઓથી સંયોજનોનો ક્ષય પુષ્કળ દૂર છે એમ સમજવું. (૧૩)

૭૩૭. પણ જેઓ સ્પર્શ જાણીને જ્ઞાનવાન થઈને નિર્વાણમાં રત થાય છે તે વીતતૃષ્ણ માણસો સ્પર્શના નિરોધથી પરિનિર્વાણ પામે છે. (૧૪)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે, તે બધું વેદનાઓમાંથી ઉદ્ભવે છે એ એક અનુ-પશ્યના. અને વૈરાગ્યથી વેદનાઓનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૩૮. આધ્યાત્મિક કે બાહ્ય, સુખ, દુઃખ કે ઉપેક્ષામાંથી કોઈ પણ વેદના (૧૫)

૭૩૯. નશ્વર, માયામય અને દુઃખદ છે, અને સ્પર્શ પામી-પામીને તેનો વ્યય થાય છે એમ સમજીને ભિક્ષુ તેના સંબંધે વિરક્ત થાય છે, અને નિસ્તૃષ્ણ થઈને પરિનિર્વાણ પામે છે. (૧૬)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું તૃષ્ણામાંથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી તૃષ્ણાનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે દ્વૈતની ...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૪૦. તૃષ્ણાનો સાથી થઈને લાંબો કાળ પુનર્જન્મ લેનારો માણસ મનુષ્યત્વ કે મનુષ્યેતરભાવ પામીને સંસાર અતિક્રમી શકતો નથી. (૧૭)

૭૪૧. તૃષ્ણામાંથી દુઃખ ઉદ્ભવે છે એ તૃષ્ણામાં દોષ જોઈને ભિક્ષુએ વીતતૃષ્ણ, આદાનવિરહિત અને સ્મૃતિમાન

થઈને પ્રવ્રજ્યા લેવી. (૧૮)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? જે કંઈ દુઃખ ઉદ્દ્ભવે છે તે બધું ઉપાદાનોથી ઉદ્દ્ભવે છે એક અનુપશ્યના. અને વૈરાગ્યથી ઉપાદાનોનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્દ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે... તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૪૨. ઉપાદાનોમાંથી ભવ થાય છે, ઉત્પન્ન થયેલ પ્રાણી દુઃખ ભોગવે છે અને જન્મેલાને મરણ આવે છે, આ દુઃખનો ઉદ્દ્ભવ છે. (૧૯)

૭૪૩. માટે સમ્યગ્ જ્ઞાનથી ઉપાદાનક્ષય કરીને અને જન્મ-ક્ષય જાણીને પંડિતો પુનર્જન્મ પામતા નથી. (૨૦)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? જે કંઈ દુઃખ ઉદ્દ્ભવે છે તે કર્મોથી ઉદ્દ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી કર્મોનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્દ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૪૪. જે કંઈ દુઃખ ઉદ્દ્ભવે છે તે બધું કર્મોથી; કર્મોના નિરોધથી દુઃખ ઉદ્દ્ભવતું નથી. (૨૧)

૭૪૫. કર્મોથી દુઃખ ઉદ્દ્ભવે છે એ કર્મોમાં દોષ જોઈને બધાં કર્મોનો ત્યાગ કરીને નિર્વાણમાં લય પામનારા (વિમુક્ત), (૨૨)

૭૪૬. અને ભવતૃષ્ણાનો ઉચ્છેદ કરનારા શાંતચિત્ત ભિક્ષુની જન્મપરંપરા પાછળ રહી જાય છે;તેને પુનર્જન્મ રહેતો નથી. (૨૩)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું આહારોમાંથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી આહારોનો અશેષ નિરોધ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૪૭. જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું આહારોમાંથી; આહારોના નિરોધથી દુઃખ ઉદ્ભવતું નથી. (૨૪)

૭૪૮. આહારોમાંથી દુઃખ ઉદ્ભવે છે એ આહારોમાં દોષ જોઈને અને બધા આહારો ઓળખીને બધા આહારો ઉપર અવલંબી ન રહેતાં, (૨૫)

૭૪૯. સમ્યક્ પ્રજ્ઞાથી આરોગ્ય જોઈને અને આસ્રવોનો નાશ કરીને જે વિચારપૂર્વક આહારોનો ઉપયોગ કરે છે તે ધર્મસ્થિત વેદપારગ (માણસ) ફરી નામાભિધાન (જન્મ) પામતો નથી. (૨૬)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે? જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું પ્રકંપોથી ઉદ્ભવે છે એ એક અનુપશ્યના. અને વૈરાગ્યથી પ્રકંપોનો અશેષ નાશ કરવાથી દુઃખ ઉદ્ભવતું નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે... તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૫૦. જે કંઈ દુઃખ ઉદ્ભવે છે તે બધું પ્રકંપોથી; પ્રકંપોના નિરોધથી દુઃખનો ઉદ્ભવ થતો નથી. (૨૭)

૭૫૧. પ્રકંપોમાંથી દુઃખ ઉદ્ભવે છે એ પ્રકંપોમાં દોષ જોઈને, પ્રકંપોનો ત્યાગ કરીને, અને સંસ્કારોનો નિરોધ કરીને

અપ્રકંપ્ય, અનુપાદાન અને સ્મૃતિમાન ભિક્ષુએ પ્રવ્રજ્યા લેવી. (૨૮)

બીજા કોઇ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? આશ્રિત ચળી જાય છે એ એક અનુપશ્યના. અને અનાશ્રિત ચળતો નથી એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૫૨. અનાશ્રિત ચળતો નથી, પણ જે આશ્રિત હોય છે તે ઉપાદાનોને લીધે મનુષ્યત્વ અને મનુષ્યેતરભાવથી ભરેલા સંસારની પાર જઈ શકતો નથી. (૨૯)

૭૫૩. આશ્રયોમાં આ ભયંકર દોષ જોઈને અનાશ્રિત, અનુપાદન અને સ્મૃતિમાન થઈને ભિક્ષુએ પ્રવ્રજ્યા લેવી. (૩૦)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? હે ભિક્ષુઓ, રૂપાવચર દેવલોક કરતાં અરૂપાવચર દેવલોક શાંતતર છે એ એક અનુપશ્યના. અને અરૂપાવચર દેવલોક કરતાં નિરોધ (નિર્વાણ) શાંતતર છે એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૫૪. રૂપાવચર દેવો અને અરૂપાવચર દેવો નિરોધ જાણતા નથી માટે પુનર્જન્મ પામે છે. (૩૧)

૭૫૫. પણ જે લોકો રૂપાવચર દેવલોક જાણીને અને અરૂપાવચર દેવલોક સંબંધે અનાસક્ત થઈને નિરોધમાં લય પામે છે તેઓ મૃત્યુ છોડી જાય છે. (૩૨)

બીજા કોઈ પ્રકારે...વગેરે...તે કઈ રીતે ? હે ભિક્ષુઓ, સદેવક સમારક લોકમાં સશ્રમણબ્રાહ્મણી અને સદેવમનુષ્ય

પ્રજામાં જે સત્ય ગણુવામાં આવે છે તે ખોટું છે એમ સમ્યક્ પ્રજ્ઞાથી આર્ય લોકો યથાર્થ રીતે જુએ છે એ એક અનુપશ્યના. અને હે ભિક્ષુઓ, સદેવક...વગેરે...સદેવમનુષ્ય પ્રજામાં જે ખોટું ગણુવામાં આવે છે તે સાચું છે એમ સમ્યક્ પ્રજ્ઞાથી આર્ય લોકો યથાર્થપણે ઉત્તમ રીતે જુએ છે એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે...વગેરે...તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૫૬. અનાત્મામાં આત્મા છે એમ માનનારા અને નામરૂપમાં બદ્ધ થયેલા સદેવક લોકો તરફ જુઓ. તેઓ આ જ સત્ય છે એમ સમજે છે. (૩૩)

૭૫૭. જેવીજેવી જાતની તેઓ કલ્પના કરે છે તેનાથી તે વસ્તુ જુદી જ જાતની હોય છે, અને તેમની કલ્પના ખોટી ઠરે છે. કારણકે જે ક્ષણભંગુર છે તે નશ્વર હોય છે. (૩૪)

૭૫૮. પણ નિર્વાણ અનશ્વર છે અને તે સત્ય છે એમ આર્ય લોકો માને છે, અને તે સત્યના જ્ઞાનથી નિસ્તૃષ્ણ થઈને તેઓ નિર્વાણ પામે છે. (૩૫)

બીજા કોઈ પ્રકારે સમ્યગ્ દ્વૈતાનુપશ્યના થઈ શકે કે કેમ, એમ જો, હે ભિક્ષુઓ તમને કોઈ પૂછનાર મળે તો તે થઈ શકે એમ તેમને કહેવું. તે કઈ રીતે? હે ભિક્ષુઓ, સદેવક ...વગેરે...સદેવમનુષ્ય પ્રજામાં જેને સુખ માનવામાં આવે છે તે દુઃખ છે એમ આર્ય લોકો સમ્યક્ પ્રજ્ઞાથી યથાર્થપણે ઉત્તમ રીતે જાણે છે એ એક અનુપશ્યના. અને હે ભિક્ષુઓ, સદેવક ...વગેરે...સદેવમનુષ્ય પ્રજામાં જે દુઃખ માનવામાં આવે છે

તે સુખ છે એમ આર્ય લોકો યથાર્થપણે ઉત્તમ રીતે જાણે છે એ બીજી અનુપશ્યના. હે ભિક્ષુઓ, આ રીતે દ્વૈતની સમ્યક્ અનુપશ્યના કરનાર, અપ્રમત્ત, ઉત્સાહી અને દૃઢચિત્ત થઈને વર્તનારા ભિક્ષુને આ જ જન્મે અર્હત્ત્વ, અથવા ઉપાદાનશેષ રહે તો અનાગામિતા, એ બેમાંથી એક ફળ મળવું જોઈએ. એમ ભગવાન બોલ્યા. એમ બોલ્યા પછી તે સુગત શાસ્તાએ કહ્યું:

૭૫૯. રૂપ, શબ્દ, રસ, ગંધ અને સ્પર્શ એ બધા પદાર્થોને (લોકો) ઇષ્ટ, કાન્ત અને મનોહર માને છે. (૩૬)

૭૬૦. સદેવક લોકોને આ પદાર્થો સુખકારક લાગે છે, અને તે જ્યાં નિરોધ પામે છે તે (સ્થાન) તેમને દુઃખકારક લાગે છે. (૩૭)

૭૬૧. સત્કાયબુદ્ધિનો નિરોધ સુખકર છે એમ આર્ય જાણે છે, પણ લોકોની સમજણ તે જ્ઞાતાઓથી વિરુદ્ધ પ્રકારની જ હોય છે. (૩૮)

૭૬૨. બીજા જેને સુખ ગણે છે તે દુઃખ છે એમ આર્યો જાણે છે; અને જે બીજાને દુઃખ લાગે છે તે સુખ છે એમ આર્યો જાણે છે. જેમાં મૂર્ખ લોકો મોહિત થાય છે તે આ દુર્જ્ઞેય લોકસ્વભાવ જુઓ ! (૩૯)

૭૬૩. અવિદ્યાથી ઘેરાયેલા તે અજ્ઞાન લોકોને આ અંધકાર લાગે છે. પણ દેખતા માણસો પ્રકાશ જેટલો સ્પષ્ટ જોઈ શકે છે તેવો આ પ્રકાર સન્તોને દેખાય છે. આ (સાવ) પાસે હોવા છતાં ધર્મજ્ઞાનવિહીન મૂઢ જાણતા નથી. (૪૦)

૭૬૪. જેઓ ભવાસક્તિપરાયણ, ભવનદીમાં વહેનારા, અને મારના સપાટામાં આવેલા હોય તેમને આ ધર્મનો બોધ

ચવો મુશ્કેલ છે. (૪૧)

૭૬૫. સમ્યગ્ જ્ઞાનથી જે પદને જાણીને અનાસ્રવ થઈને પરિનિર્વાણ પામે છે તે પદનો આર્યો સિવાય બીજા કોને બોધ થવો શક્ય છે? (૪૨)

એમ ભગવાન બોલ્યા. મુદિત મનથી તે ભિક્ષુઓએ ભગવાનના ભાષણનું અભિનંદન કર્યું. આ વ્યાખ્યાન કરવાથી સાઠ ભિક્ષુઓનાં અંતઃકરણો ઉપાદાનરહિત થઈને આસ્રવમુક્ત થયાં.

તેની અનુક્રમણિકા—સત્ય, ઉપાધિ, અવિદ્યા, સંસ્કાર અને પાંચમું વિજ્ઞાન; સ્પર્શ, વેદના, તૃષ્ણા, ઉપાદાન, કર્મ, આહાર, પ્રકંપ, રૂપાવચર, સુખ અને દુઃખ મળીને કુલ સોળ.

( મહાવગ્ગ ત્રીજો સમાપ્ત )

તેની અનુક્રમણિકાઃ પબ્બજ્જા, પધાન, સુભાસિત, સુંદરિક, માઘ, સભિય, સેલ, સલ્લ, વાસેટ્ઠ, કોકાલિક, નાલક, અને દ્વયતાનુપસ્સના એ બાર સુત્તનો મહાવગ્ગ ગણાય છે.

## [ અટ્ઠકવગ્ગ ચોથો ]

### ૩૯

### કામસુત્ત (૧)

૭૬૬. કામોપભોગની ઇચ્છા કરનારાની યોજનાઓ જો ફળીભૂત થાય તો તે જેની ઇચ્છા રાખે છે તે મળવાને લીધે તે મર્ત્ય જરૂર આનંદિત થાય છે. (૧)

૭૬૭. પણ ઇચ્છા ધરાવનારા અને આસક્ત થયેલા તે પ્રાણીના તે કામોપભોગ નષ્ટ થાય તો બાણથી જાણે વિદ્ધ થતો હોય એવું દુઃખ પામે છે. (૨)

૭૬૮. જેમ સર્પના માથાથી આપણું પગલું દૂર રાખીએ છીએ તેમ જે કામોપભોગથી દૂર રહે છે તે સ્મૃતિમાન આ વિષક્તિકાને (તૃષ્ણાને) પાછળ રાખીને જાય છે ( ત્યાગ કરીને આગળ જાય છે). (૩)

૭૬૯. ખેતી, બાગબગીચા, ધન, ગાય, ઘોડા, અથવા દાસ અને નોકર, સ્ત્રી અને બાંધવ, એવા ભિન્નભિન્ન કામોપભોગમાં જે માણસ લુબ્ધ થાય છે (૪)

૭૭૦. તેને તેનાથી જે અબળ હોય તેઓ (પણ) દબાવી શકે છે અને વિઘ્નો તેને હેરાન કરે છે, અને તેથી જેમ ફૂટેલી હોડીમાં પાણી પેસે તેમ તેના અંતઃકરણમાં દુઃખ પેસે છે. (૫)

૭૭૧. માટે પ્રાણીએ સતત સ્મૃતિમાન રહીને કામોપભોગનો ત્યાગ કરવો, અને હોડી સાફસૂફ કરીને પાર જવાની જેમ તે (કામોપભોગ) નો ત્યાગ કરીને ઓઘ તરી જવો. (૬)

## ૪૦

## ગુહટ્ઠકસુત્ત (૨)

૭૭૨. દેહમાં બદ્ધ થયેલ, પુષ્કળ વિકારોથી ઘેરાયેલ અને મોહમાં ખૂંચી ગયેલ માણસ એકાન્તથી દૂર રહે છે; કારણ કામોપભોગનો ત્યાગ કરવો એ મુશ્કેલ છે. (૧)

૭૭૩. ઇચ્છા એ જ જેમનો ઉદ્દેશ હોય, અને સંસારસુખમાં જેઓ બદ્ધ હોય તેમને છોડાવવા મુશ્કેલ છે; કારણકે જેઓ આગળની કે પાછળની આશા રાખે છે અને અતીતકાલીન કે વર્તમાનકાલીન કામોપભોગમાં લુબ્ધ થાય છે તેમનો છૂટકો બીજાને હાથે થવો શક્ય નથી. (૨)

૭૭૪. કામોપભોગમાં લુબ્ધ, આસક્ત અને મોહિત થયેલા અને વિષમમાર્ગે વળેલા તેઓ ઉપદેશને માટે યોગ્ય નથી. તેઓ (અંતકાળે) મૃત્યુ પછી પોતાની ગતિ શી થશે એ વિચારથી દુઃખ ભોગવે છે. (૩)

૭૭૫. માટે પ્રાણીએ ઇહલોકમાં જ શીખવું જોઈએ કે જે કંઈ વિષમ છે એવું જાણીએ તેને માટે વિષમ વર્તન કરવું

યોગ્ય નથી; કારણકે આ જીવિત અલ્પ છે એમ સુજ્ઞ (પુરુષો) કહે છે. (૪)

૭૭૬. આ જગતમાં ભવાસક્ત થઈ દોડાદોડ કરતી આ પ્રજાને હું જોઉં છું. ભવાભવમાં સતૃષ્ણ થઇને હીન મનુષ્યો મરણકાળે શોક કરે છે. (૫)

૭૭૭. ઘટી ગયેલા પાણીવાળા પ્રવાહમાંના ખાબોચિયામાં માછલાં જેમ તરફડે છે તેમ મમત્વમાં તડફડનારા તરફ જુઓ! અને આ જોઈને ભવમાં આસક્તિ ન રાખતાં નિર્મમ થઈને રહો. (૬)

૭૭૮. (ઉચ્છેદ અને શાશ્વત) બે અંતોનો છંદ છોડી દઇને, સ્પર્શ જાણીને તેમાં આસક્ત ન થતાં, અને જેનાથી પોતાને જ દોષ દેવો પડે એવું કર્મ ન કરતાં સુજ્ઞ પુરુષ જોયેલ અને સાંભળેલ વસ્તુમાં લિપ્ત થતો નથી. (૭)

૭૭૯. પરિગ્રહમાં ઉપલિપ્ત ન થનારા મુનિએ સંજ્ઞા જાણીને ઓઘ તરી જવો. પોતાના હૃદયમાંનું શલ્ય ખેંચી કાઢનારો અને સાવધાનીથી વર્તનારો તે ઇહલોક કે પરલોકની ઇચ્છા ધરાવતો નથી. (૮)

## ૪૧

## દુટ્ઠટ્ઠકસુત્ત (૩)

૭૮૦. કેટલાક દુષ્ટ મનથી બોલે છે અને કેટલાક સત્ય મનથી બોલે છે. પણ આવી રીતે ઉત્પન્ન થયેલ વાદમાં મુનિ પડતો નથી. એથી મુનિને કોઈ પણ કારણે કાઠિન્ય ઉત્પન્ન થતું નથી. (૧)

૭૮૧. કારણકે પોતાના પંથનો જેને છંદ લાગ્યો હોય, સ્વેચ્છાથી જે તેમાં બદ્ધ થયો હોય, અને પોતે સ્વીકારેલા પંથ મુજબ તે વર્તવા લાગે તો તે પંથથી પર તે કઈ રીતે જઈ શકે? અને જે જેવું જાણશે તેવું જ બોલશે. (૨)

૭૮૨. ન પૂછ્યું હોય છતાં જે પ્રાણી બીજાને પોતાના સંપ્રદાયનાં શીલવ્રતો કહે છે, અને પોતાની જ વાતો બોલવા લાગે છે તેને સુજ્ઞ લોકો અનાર્યધર્મી કહે છે. (૩)

૭૮૩. પણ જે શાંત અને અભિનિર્વૃત્ત ભિક્ષુ મારા આ આ નિયમો છે એવો બબડાટ કરતો નથી, અને જેને આ જગતમાં કશાનો પણ ગર્વ નથી તેને સુજ્ઞ લોકો આર્યધર્મી

કહે છે. (૪)

૭૮૪. જે સ્પષ્ટતાથી ન દેખાતા મિશ્ર પદાર્થોની કલ્પના કરે છે અને તેને જ પોતાનું ધ્યેય માને છે તે પોતાને લાભદાયક દેખાતી, પ્રકોપ્ય અને બાહ્ય પદાર્થો ઉપર અવલંબી રહેનારી શાંતિને વળગી રહે છે. (૫)

૭૮૫. કારણુ પદાર્થોમાં ચૂંટણી કરીને દઢતાથી સ્વીકારેલી સાંપ્રદાયિકતા ઓળંગવી શક્ય નથી. માટે આથી એ સાંપ્રદાયિકતામાં માણુસ બાકીના પંથો છોડી દે છે અને એકનો સ્વીકાર કરે છે. (૬)

૭૮૬. પરંતુ ધૂતપાપને આ જગતમાં ભવાભવ સંબંધે પ્રકલ્પેલી આ સાંપ્રદાયિકતા મુદ્દલ હોતી નથી. તે માયા અને અહંકાર છોડનારો ધૂતપાપ શેનાથી સાંપ્રદાયિકાતામાં પડે? તે નિશ્ચળ છે. (૭)

૭૮૭. કારણુ ચંચળ માણુસ પદાર્થોના વાદમાં પડે છે; પણુ નિશ્ચળ માણુસને કોણુ શેનાથી વાદમાં સંડોવે? કારણુકે તેને આત્મબુદ્ધિ કે અનાત્મબુદ્ધિ નથી, તેણે બધી સાંપ્રદાયિકતા ધોઈ નાખી છે. (૮)

## ૪૨

## સુદ્ધટ્ઠકસુત્ત (૪)

૭૮૮. હું અરોગ અને શુદ્ધ એવું પરમ જોઉં છું, એવી દૃષ્ટિ બનવાથી મનુષ્યની શુદ્ધિ થાય છે, આમ જાણનારો પરમાર્થી એમ જાણીને તે શુદ્ધિ જાણે છે એવી બુદ્ધિ થાય છે. (૧)

૭૮૯. આવી દૃષ્ટિથી જો માણસની શુદ્ધિ થાય, અથવા જ્ઞાનથી તે દુઃખનો ત્યાગ કરે તો પછી તે સોપાધિક માણસ કોઈ જુદા જ ઉપાયથી શુદ્ધ થાય છે એમ કહેવું જોઈએ. અને એમ બોલનારાની તે દૃષ્ટિ જ આ બતાવી આપે છે. (૨)

૭૯૦. પણ દૃષ્ટ, શ્રુત, શીલવ્રત, અનુમિત, પુણ્ય અથવા પાપમાં ઉપલિપ્ત ન થનારો, આત્મદૃષ્ટિનો ત્યાગ કરનારો અને જગતમાં વાસનામય કર્મો ન કરનારો બ્રાહ્મણ કોઈ જુદા જ ઉપાયથી શુદ્ધિ છે એમ કહેતો નથી.

૭૯૧. (જુદા જ ઉપાયથી શુદ્ધિ માનનારા) વાસનાની પાછળ પડેલા તેઓ જૂની દૃષ્ટિ (પંથ) છોડીને નવી લે છે, અને સંગાતીત થતા નથી. વાંદરો જેમ સામેની ડાળી પકડવા

માટે હાથમાંની ડાળી છોડી દે છે તે રીતે તેઓ નવી દષ્ટિ લે છે અને જૂની છોડે છે. (૪)

૭૯૨. પ્રાણી જાતે જ વ્રતો આચરીને સંજ્ઞામાં (કલ્પનામાં) આસક્ત થાય છે અને ઉચ્ચનીચ ભવ પામે છે. પણ વિપુલપ્રજ્ઞ વિદ્વાન વેદથી (પ્રજ્ઞાથી) ધર્મ જાણીને ઉચ્ચનીચ ભવ પામતો નથી. (૫)

૭૯૩. જે બધા ધર્મો પ્રત્યે તકરાર ન રાખનારો, જે કંઈ દષ્ટ, શ્રુત, અને અનુમિત હોય તે આ જ રીતે જોનારો, અને ખુલ્લા દિલથી વર્તનારો હોય તેને આ જગતમાં કઈ રીતે વિકલ્પમાં પાડવો શક્ય છે? (૬)

૭૯૪. તેઓ વિકલ્પમાં પડતા નથી, એક જ બાબતને બહુ મહત્ત્વ આપતા નથી, અને આ જ અત્યંત શુદ્ધિ છે એમ કહેતા નથી, અને તેઓ ઉપાદાનોથી બાંધેલી ગાંઠ (ગ્રંથિ) છોડીને આ જગતમાં કશાની પણ આશા રાખતા નથી. (૭)

૭૯૫. જેણે મમત્વની સીમા ઓળંગી તે કોઈ પણ વસ્તુ જાણીને અથવા જોઈને તેને પકડીને બેસતો નથી. તે રાગરાગી (કામાસક્ત) નથી અને વિરાગરાગી પણ નથી; આ જગતમાં અમુક એક દષ્ટિ (પંથ) પરમશ્રેષ્ઠ છે એમ તે સમજતો નથી. (૯)

---

૭૯૩. તકરાર ન રાખનારો એને માટે મૂળ શબ્દ विसेनिभूत છે. અને તેનો 'मारसेनं विनासेत्वा ठितभावेन विसेनिभूतो' એવો અટ્ઠકથાકારે અર્થ કર્યો છે.

## ૪૩

## પરમટ્ઠકસુત્ત (૫)

૭૯૬. બધી દૃષ્ટિઓમાં (પંથોમાં) પોતાની દૃષ્ટિ ઉત્તમ છે એમ સમજીને ચાલનારો પ્રાણી આ જગતમાં પોતાના પંથને મહત્ત્વનો માને છે, અને બીજા પંથો તેનાથી હીન છે એમ કહે છે, અને તેથી તે વિવાદથી પર થતો નથી. (૧)

૭૯૭. તે પોતાના પંથમાંનાં દૃષ્ટ, શ્રુત શીલવ્રત અથવા અનુમિતમાં જ ફાયદો જુએ છે, અને પોતાની આ સમજણ સારી છે એમ માની લઈ ને બીજા બધા પંથોને હીન ગણે છે. (૨)

૭૯૮. જે દૃષ્ટિની આસક્તિને લીધે તે બીજાને હીન ગણે છે તે એક ગ્રંથિ છે એમ સુજ્ઞો કહે છે. માટે ભિક્ષુએ દૃષ્ટ, શ્રુત, અનુમિત કે શીલવ્રતમાં આસક્ત થવું નહિ. (૩)

૭૯૯. આ જગતમાં તેણે જ્ઞાનમાં કે શીલમાં જુદી દૃષ્ટિની કલ્પના કરવી નહિ; હું બીજાની સમાન છું, બીજાથી હીન છું કે શ્રેષ્ઠ છું એવી તુલના પણ કરવી નહિ. (૪)

૮૦૦. તે આત્મદૃષ્ટિ છોડી દઈને અને ઉપાદાનવિરહિત

થઈને જ્ઞાનમાં પણ આસક્ત થતો નથી. તે સાંપ્રદાયિક લોકમાં સંપ્રદાયથી વર્તતો નથી, અને તે કોઈ પણ દૃષ્ટિને વળગી રહેતો નથી. (૫)

૮૦૧. ઇહલોક કે પરલોકમાં ભવ અને અભવ બન્ને અંતોની જેને આકાંક્ષા નથી તેને પદાર્થોના વિચારથી દૃઢપણે સ્વીકારેલી કોઇ સાંપ્રદાયિકતા નથી. (૬)

૮૦૨. દૃષ્ટ, શ્રુત, અને અનુમિતમાં વિકલ્પેલી કોઈ પણ અણુમાત્ર સંજ્ઞા તેને નથી. તે દૃષ્ટિને ન વળગી રહેનારા બ્રાહ્મણને આ જગતમાં કોણ કઈ રીતે વિકલ્પમાં નાખી શકે ? (૭)

૮૦૩. તેઓ વિકલ્પમાં પડતા નથી, એક જ વસ્તુને બહુ મહત્ત્વ આપતા નથી, અને કોઇ પણ સાંપ્રદાયિકતા સ્વીકારતા નથી. શીલવ્રતથી બ્રાહ્મણને દોરી શકાતો નથી. તે પાર પામેલો કક્ષાની પણ વાંચ્છા ધરાવતો નથી. (૮)

## ૪૪

## જરાસુત્ત (૬)

૮૦૪. અહો ! આ જીવિત કેટલું અલ્પ છે ! તે સો વરસ પૂરાં થતાં પહેલાં જ ખલાસ થાય છે. અને તે કરતાં જે વધારે જીવે છે તે પણ જરાથી મરે જ છે. (૧)

૮૦૫. મમત્વને લીધે લોકો શોક કરે છે, પણ પરિગ્રહો નિત્ય નથી. આ આખું જગત વિપરિણામધર્મી છે એમ જાણીને અનાગારિક થઈ ને રહેવું. (૩)

૮૦૬. મનુષ્ય જેને આ મારું છે એમ માને છે તે પણ મરણથી તો નષ્ટ થાય છે જ. એમ જાણીને ડાહ્યા ઉપાસકે મમત્વ ઉપર અવલંબી રહેવું નહિ. (૩)

૮૦૭. સ્વપ્નમાં જોયેલી વસ્તુ જાગૃત થયા પછી જેમ માણુસ જોઈ શકતો નથી, તેમ પરલોકવાસી મૃત પ્રિય માણુસને તે જોઈ શકતો નથી. (૪)

૮૦૮. અમુક નામવાળા માણુસને આપણે જોઈએ છીએ અથવા સાંભળીએ છીએ. તેમાંથી જે પ્રાણી પરલોકવાસી થાય છે

તેનું ખાલી નામ જ બાકી રહે છે. (૫)

૮૦૯. ચમત્વમાં લુબ્ધ થયેલા માણુસો શોક, પરિદેવ અને મત્સરનો ત્યાગ કરી શકતા નથી. માટે ક્ષેમદર્શી મુનિઓ પરિગ્રહ ત્યાગીને રહે છે. (૬)

૮૧૦. એકાગ્રચિત્ત થઈને એકાન્તવાસ સેવનારો ભિક્ષુ પોતાના મનને ગૃહવિચારમાં પરોવતો નથી, એ તેની (મોક્ષની) પૂર્વતૈયારી જ ગણુવી જોઈએ. (૭)

૮૧૧. સર્વ પદાર્થોમાં અનાસક્ત મુનિ કોઈને પ્રિય ગણુતો નથી કે અપ્રિય પણુ ગણુતો નથી. (કમલિનીના) પાંદડાને જેમ પાણી ચોંટતું નથી તેમ તેને શોક અને મત્સર ચોંટતા નથી. (૮)

૮૧૨. પાણીનું ટીપું જેમ તળાવની અંદરના કમળને ચોંટતું નથી તેમ મુનિ દૃષ્ટ, શ્રુત કે અનુમિતને ચોંટતો નથી. (૯)

૮૧૩. દૃષ્ટ, શ્રુત કે અનુમિતમાં હું છું એમ ધૂતપાપ સમજતો નથી, અથવા બીજા ઉપાયથી પણુ તે વિશુદ્ધિ મેળવવા માગતો નથી. કારણુકે તે પદાર્થમાં અનુરક્ત પણુ થતો નથી અને તેનાથી વિરક્ત પણુ થતો નથી. (૧૦)

## ૪૫

## તિસ્સમેત્તેય્યસુત્ત (૭)

૮૧૪. હે મારિષ, સ્ત્રીસંગ કરનાર મનુષ્યને શું નુકસાન થાય છે એ કહો—એમ આયુષ્યમાન તિષ્ય મૈત્રેય બોલ્યો—તમારો ઉપદેશ સાંભળીને અમે વિવેક શીખીશું. (૧)

૮૧૫. હે મૈત્રેય, સ્ત્રીસંગ કરનારને આપેલો ઉપદેશ ફોગટ જાય છે—એમ ભગવાન બોલ્યા—અને તે ખોટે માર્ગે જાય છે, એ તેનામાં દોષ છે. (૨)

૮૧૬. પહેલાં એકાકી રહીને પછી જે સ્ત્રીસંગ કરે છે તે પૃથગ્જનને તોફાને ચડેલા વહાણની જેમ હીન સમજે છે. (૩)

૮૧૭. તેણે પૂર્વે મેળવેલી કીર્તિ અને યશ નાશ પામે છે. આ પણ જોઈને સ્ત્રીસંગ છોડતાં શીખવું. (૪)

૮૧૮. તે સંકલ્પપરાયણ માણસ દરિદ્રીની જેમ ચિંતામગ્ન થાય છે. એવો તે બીજાએ કરેલી નિંદા સાંભળીને ભોંઠો પડે છે.(૫)

૮૧૯. અને બીજા જો વાદમાં તેને આહ્વાન કરે તો તે શાસ્ત્રો રચે છે. આવો આ મહાલુબ્ધ માણસ અસત્યમાં

ડૂબે છે. (૬)

૮૨૦. (માણુસ) એકચર્યા (સંન્યાસ) સ્વીકારેલો કોઈ મહા પંડિત છે એવી ખ્યાતિ પામે, પણ જો તે સ્રીસંગ કરવા લાગે તો મંદબુદ્ધિ માણુસની જેમ ક્લિષ્ટ થાય છે. (૭)

૮૨૧. પૂર્વાપર વર્તનમાં આ દોષ જોઈને મુનિએ આ જગતમાં એકચર્યા દઢ કરવી અને સ્રીસંગ ન કરવો. (૮)

૮૨૨. એકાન્ત જ શીખવો. તે જ આર્યોને ઉત્તમ લાગે છે. તેનાથી જે પોતાને શ્રેષ્ઠ ન માને તે નિર્વાણુની સાવ પાસે છે એમ સમજવું. (૯)

૮૨૩. કામોપભોગમાં ગૂંથાયેલા લોકો કામોપભોગમાં અનપેક્ષ થઈને એકાન્તમાં રહેનારા ઓઘતીર્ણ મુનિ જેવા થવાની આશા રાખે છે. (૧૦)

---

૮૧૯. 'શાસ્ત્રો' એનું મૂળમાં सत्यानि છે; અટ્ઠકથાકારે તેનો શાસ્ત્રો એવો અર્થ કર્યો છે.

૪૬

## પસૂરસુત્ત (૮)

૮૨૪. લોકો પોતપોતાના પંથમાં જ શુદ્ધિ છે એમ પ્રતિપાદન કરે છે, અને બીજા પંથોમાં શુદ્ધિ નથી એમ કહે છે. જે પંથનો આશ્રય લે છે તે જ પંથમાં શ્રેય છે એવું કહેનારા તેઓ જુદા-જુદા પંથોમાં બદ્ધ થાય છે. (૧)

૮૨૫. તેઓ વાદવિવાદ કરવાની ઇચ્છાથી સભામાં જઇને એકબીજા એકબીજાને મૂર્ખ ઠરાવે છે. અન્યતર પંથમાં બદ્ધ થયેલા અને પોતાને વાદમાં કુશળ ગણાવનારા તેઓ પ્રશંસાની ઇચ્છાથી વાદવિવાદ કરે છે. (૨)

૮૨૬. સભામાં જ્યારે તે વાદમાં રોકાયો હોય ત્યારે પ્રશંસાની ઇચ્છાથી બીજા ઉપર વાણીના ઘા મારનારો થાય છે; પણ જો તે વાદમાં પરાજિત થાય તો ભોંઠો પડે છે, અને નિંદા થાય તો ક્રોધ કરે છે ને બીજાનું છિદ્ર શોધે છે. (૩)

૮૨૭. ત્યાં જે પરીક્ષકો હોય તે જો આનો મુદ્દો ખોટો છે અને તે તોડી પાડવામાં આવ્યો છે એમ કહે તો આ વાદમાં

હારેલો પરિદેવ અને શોક કરે છે અને પ્રતિપક્ષીએ પોતાના ઉપર વિજય મેળવ્યો એનાથી ધૂંવાંપૂંવાં થાય છે. (૪)

૮૨૮. આવી રીતે શ્રમણોમાં વિવાદ ઉત્પન્ન થાય છે, અને તેમાં આ (માણુસ) બીજા ઉપર આઘાત કરે છે અથવા પોતે આઘાત પામે છે. માટે આ પ્રકાર જોઈને વિવાદથી નિવૃત્ત થવું; કારણુ તેમાં પ્રશંસાના લાભ સિવાય બીજો કંઈ ફાયદો નથી. (૫)

૮૨૯. સભામાં કોઇ કોઇવાર બીજાનો વાદ તોડી પાડીને તે ત્યાં પ્રશંસા પામે છે, અને તેનાથી હર્ષિત થાય છે અને ઊંચું માથું રાખીને ચાલે છે. એવો જય મેળવાને તે પરિપૂર્ણ-મનોરથ થાય છે. (૬)

૮૩૦. પણુ આ તેનો ગર્વ એ જ તેના ઘાતનો પાયો છે. અને આ માણુસ પોતાનાં માન (અહંકાર) અને અતિમાન બીજાને બતાવ્યા જ કરે છે. આ પણુ પ્રકાર જોઈને માણુસે વાદમાં પડવું નહિ; કારણુ વાદથી શુદ્ધિ થતી નથી એમ સુજ્ઞો કહે છે. (૭)

૮૩૧. રાજાના અન્નથી પોષાયેલો શૂર જેમ પ્રતિશૂર મેળવવાની ઇચ્છા રાખતાં ગર્જના કરતો જાય છે, તેવો આ વાદી છે. પણુ હે શૂર, તું શૂરની જ પાછળ પડ. યુદ્ધ કરવા પ્રવૃત્ત કરનારો મારો અહંકાર પહેલાં જ નષ્ટ થયો છે! (૮)

૮૩૨. જેઓ સાંપ્રદાયિકતાને વળગીને વાદવિવાદ કરે છે અને પોતાનું એટલું જ સાચું એમ પ્રતિપાદન કરે છે તેમની પાસે જઈને તું વાદવિવાદ કર. કારણુ તું વાદ શૂર કરીશ (તોય) પ્રતિવાદી તરીકે ઊભો રહેનાર કોઈ તને અહીં

મળશે નહિ. (૯)

૮૩૩. પણ જેઓ પ્રતિપક્ષબુદ્ધિનો નાશ કરીને રહે છે, અને પોતાના પંથ ખાતર બીજા પંથો સાથે વિરોધ કરતા નથી, અને જેમને પોતાનો જ પંથ શ્રેષ્ઠ છે એમ લાગતું નથી તેમની પાસે, હે પસૂર, તને શું મળવાનું છે? (૧૦)

૮૩૪. અને સાંપ્રદાયિક મતોનો વિચાર કરતાં તારા મનમાં વાદબુદ્ધિ ઉદ્ભવી. પણ અહીં ધૂતપાપની સાથે કામ પડવાથી તને વાદ ચલાવવો અશક્ય છે. (૧૧)

## ૪૭

## માગન્દિયસુત્ત (૯)

૮૩૫. (ભગવાન—) તૃષ્ણા, અરતિ અને રગા એ ત્રણ મારકન્યાઓને જોઈને પણ મનમાં સ્ત્રીસંગનો વિચાર આવ્યો નહિ. આ સ્ત્રીશરીર કેવળ મૂત્રપુરીષથી ભરેલું છે, તેને પગથી પણ સ્પર્શ કરવાની મારી ઇચ્છા નથી. (૧)

૮૩૬. (માગન્દિય—) અનેક રાજાઓએ જેની ઇચ્છા કરી છે એવા આ સ્ત્રીરત્નની તમને ઇચ્છા ન હોય તો એવી તમારી દૃષ્ટિ, શીલ, વ્રત અને ઉપજીવિકા કઈ? અને તમારો પરલોક કેવા પ્રકારનો તમે કહો છો? (૨)

૮૩૭. હે માગંદિય, મને—એમ ભગવાન બોલ્યા—ધર્મપંથમાં અમુક એક દૃષ્ટિને વળગી રહીને તે મારી છે એમ કહેવાનું

---

૮૩૫. આ ત્રણ મારકન્યાઓ બુદ્ધને મોહિત કરવા માટે આવી એવી જાતની કથા સંયુત્તનિપાતના સગાથાવગ્ગમાં છે. માગંદિય બ્રાહ્મણ પોતાની કન્યા બુદ્ધને અર્પણ કરવા માટે લાવ્યો તે વખતે બુદ્ધ ભગવાન આ ગાથા બોલ્યા એમ અટ્ઠકથામાં કહેલું છે.

મન થતું નથી. આ દૃષ્ટિઓને વળગી રહેવું યોગ્ય નથી એમ જાણીને અને વિચાર કરીને મેં મનની શાંતિ મેળવી. (૩)

૮૩૮. જે વિકલ્પેલા નિશ્ચિત મતો છે—એમ માગન્દિય બોલ્યો—તેને, હે મુનિ, વળગી રહેવા જેવું નથી એમ તમે કહો છો, તો આ મનની શાંતિને સુજ્ઞોએ કઈ રીતે વર્ણવી છે? (૪)

૮૩૯. હે માગન્દિય, દૃષ્ટિ, શ્રુતિ અને જ્ઞાનથી—એમ ભગવાન બોલ્યા—અથવા શીલથી અને વ્રતોથી શુદ્ધિ નથી; અદૃષ્ટિથી, અશ્રુતિથી અને અજ્ઞાનથી, અશીલથી અને અવ્રતથી પણ શુદ્ધિ નથી. આ બધા પંથો વળગી રહેવા જેવા નથી. માટે તેનો ત્યાગ કરીને અનાસક્ત શાંત માણસે ભવની આશા રાખવી નહિ. (૫)

૮૪૦. જો દૃષ્ટિથી, શ્રુતિથી અને જ્ઞાનથી—એમ માગન્દિય બોલ્યો—અથવા શીલ અને વ્રતથી શુદ્ધિ નથી; અદૃષ્ટિથી, અશ્રુતિથી, અજ્ઞાનથી, અશીલથી અને અવ્રતથી પણ શુદ્ધિ નથી; તો પછી મને લાગે છે કે મોહ એ જ ધર્મ હોવો જોઈએ. કેટલાક આ જ દૃષ્ટિથી શુદ્ધિ થાય છે એમ સમજે છે. (૬)

૮૪૧. સાંપ્રદાયિક મતો ઉપર અવલંબી રહેલો તું, હે માગન્દિય,—એમ ભગવાન બોલ્યા—લોકોએ સ્વીકારેલા મતમાં મોહ પામ્યો, અને હું જે તને કહું છું તેની લેશમાત્ર કલ્પના (સંજ્ઞા) તને જણાતી નથી, માટે આ ધર્મ મોહમય છે એમ તું સમજે છે. (૭)

૮૪૨. જે પોતાને બીજાની સમાન, બીજા કરતાં શ્રેષ્ઠ કે હીન સમજે છે તે તેને લીધે વિવાદમાં પડશે. પણ આ ત્રણે પરિસ્થિતિમાં જે કંપ પામતો નથી તેને પોતે બીજાની સમાન

કે બીજા કરતાં શ્રેષ્ઠ છે એમ લાગતું નથી. (૮)

૮૪૩. તે બ્રાહ્મણ આ જ એક સત્ય છે એમ કેમ કહેશે? અથવા તે ખોટું છે એમ કહીને વાદ કેમ કરશે? જેને પોતે સમ કે વિષમ છે એમ લાગતું નથી તે કોની સાથે વાદ કરશે? (૯)

૮૪૪. ઘરનો ત્યાગ કરીને અનાગારિકભાવથી ચાલનારો, ગામના લોકો સાથે દોસ્તી ન બાંધનારો, કામોપભોગથી વિવિક્ત, અને સાંપ્રદાયિક મતને મહત્ત્વ ન આપનારો મુનિ લોકો સાથે વાદવિવાદ કરતો નથી. (૧૦)

૮૪૫. નાગ (નિષ્પાપ) એવા મુનિએ જે સાંપ્રદાયિક મતોથી વિવિક્ત થઇને રહેવું જોઇએ તે મતોના સ્વીકાર કરીને વાદમાં પડવું નહિ. પાણીમાં વૃદ્ધિ પામેલું કંટકનાલ કમળ જેમ પાણીથી અને કાદવથી અલિપ્ત રહે છે તે રીતે શાંતિવાદી અલુબ્ધ મુનિ કામોપભોગ અને જગતથી અલિપ્ત રહે છે. (૧૧)

૮૪૬. વેદપારગ (મુનિ) દષ્ટિથી અને અનુમિતિથી અહંકાર કરતો નથી, કારણકે તે પદાર્થોમાં તન્મય થતો નથી. તેને કર્મ અને શ્રુતિથી દોરી શકાતો નથી અને સાંપ્રદાયિક મતમાં લાવી શકાતો નથી. (૧૨)

૮૪૭. સંજ્ઞાથી વિરક્ત થયેલાને ગ્રંથિ નથી અને પ્રજ્ઞાથી વિમુક્ત થયેલાને મોહ નથી. પણ જેઓ સંજ્ઞા અને દષ્ટિને વળગી રહે છે તેઓ આ જગતમાં એકબીજાને ધક્કા દેતા ફરે છે. (૧૩)

## ૪૮

## પુરાભેદસુત્ત (૧૦)

૮૪૮. કયા દર્શનને લીધે અને કયા શીલને લીધે (માણસ) ઉપશાંત કહેવાય છે? હે ગોતમ, ઉત્તમ માણસ કયો એમ પૂછું છું તે મને કહો. (૧)

૮૪૯. શરીરભેદની પૂર્વે જે વીતતૃષ્ણ હોય—એમ ભગવાન બોલ્યા—તે અતીતકાલને વળગી રહેતો નથી, વર્તમાનકાળમાં મર્યાદિતપણે ગણાતો નથી, અને ભવિષ્યકાળ પ્રત્યે તેને આસક્તિ નથી. (૨)

૮૫૦. જે અક્રોધન, નિર્ભય, અવિતત્થી, નિશ્ચલ, વિચારપૂર્વક બોલનારો અને અભ્રાન્ત હોય તે જ વાચાસંયમી મુનિ છે. (૩)

૮૫૧. તેને અનાગત વસ્તુમાં વાસના નથી; તે અતીત વસ્તુ વિષે શોક કરતો નથી; તે વિષયસ્પર્શોમાંથી મુક્તતા જાણે છે; અને તે સાંપ્રદાયિક મતોમાં ફેરવી શકાતો નથી. (૪)

૮૫૨. તે એકાન્તવાસી, અદાંભિક, નિઃસ્પૃહ, અમત્સરી, અપ્રગલ્ભ, અજુગુપ્સી હોય છે, અને ચાડી ખાતો નથી. (૫)

૮૫૩. તે કામસુખમાં બંધાતો નથી અને અતિમાન ધરાવતો નથી; તે કોમલ અને પ્રતિભાસંપન્ન હોય છે; અને તેને (સાક્ષાત્કાર થયાથી) શ્રદ્ધા અને વૈરાગ્યની જરૂર રહેતી નથી. (૬)

૮૫૪. તે લાભ માટે ધર્મ શીખતો નથી, લાભ ન મળે તો ચિડાતો નથી, અને બધા સાથે અવિરુદ્ધ થઇને તૃષ્ણામાં અને રસમાં લુબ્ધ થતો નથી. (૭)

૮૫૫. તે ઉપેક્ષક સ્મૃતિમાન (મુનિ) પોતાને બીજાની સમાન, બીજા કરતાં શ્રેષ્ઠ કે હીન સમજતો નથી, અને તેને લોભાદિ ઉત્સદો નથી. (૮)

૮૫૬. જેને આશ્રિતતા નથી, ધર્મ જાણીને જે અનાશ્રિત થાય છે, અને ભવની કે અભવની તૃષ્ણા જેને રહી નથી (૯)

૮૫૭. તે અપેક્ષારહિત (મુનિ) ને હું ઉપશાંત કહું છું. તેને ગ્રંથિ રહી નથી અને તે આસક્તિને ઓળંગી ગયો. (૧૦)

૮૫૮. તેને પુત્રો નથી, પશુ નથી, ખેતી કે બાગબગીચા નથી, અને તેનામાં આત્મતા કે નિરાત્મતા દેખાતી નથી. (૧૧)

૮૫૯. જે દૃષ્ટિથી સામાન્ય માણસો કે શ્રમણબ્રાહ્મણો તેને કંઈ કહે તેવી દૃષ્ટિને તે મહત્ત્વ આપતો નથી, અને તેથી વાદવિવાદથી હલી જતો નથી. (૧૨)

૮૬૦. વીતલોભ, અમત્સરી અને વિકલ્પરહિત મુનિ પોતાને શ્રેષ્ઠોમાં ગણાવતો નથી, અને સમાન કે હીનમાં પોતાની ગણના કરતો નથી. (૧૩)

૮૬૧. જેને આ જગતમાં સ્વકીય એવું કોઈ નથી, જે અસદ્વસ્તુનો શોક કરતો નથી અને પદાર્થોમાં રત થતો નથી તેને જ શાંત સમજવામાં આવે છે. (૧૪)

## ૪૯

## કલહવિવાદસુત્ત (૧૧)

૮૬૨. કલહ અને વિવાદ, પરિદેવ, શોક અને મત્સર ક્યાંથી થાય છે? અને અહંકાર, અતિમાન અને ચાડી ક્યાંથી થાય છે? તે કહો. (૧)

૮૬૩. કલહ અને વિવાદ, પરિદેવ, શોક અને મત્સર, અહંકાર, અતિમાન અને ચાડી પ્રિય વસ્તુઓમાંથી ઉત્પન્ન થાય છે. માત્સર્યથી કલહ અને વિવાદ થાય છે, અને વાદવિવાદમાં પડનારા માણુસમાં ચાડી ઉદ્ભવે છે. (૨)

૮૬૪. આ જગતમાં વસ્તુ પ્રિય કેમ થાય છે? જગતમાં જે લોભ ચાલ્યા કરે છે તે શાનાથી થાય છે? અને મનુષ્યોની તકરારોની કારણુભૂત આશા અને નિષ્ઠા શાનાથી ઉત્પન્ન થાય છે? (૩)

૮૬૫. આ જગતમાં છંદને લીધે વસ્તુઓ પ્રિય થાય છે; છંદને લીધે જગતની અંદર ચાલતા લોભ પેદા થાય છે, જેનાથી મનુષ્યોની અંદરની તકરારની કારણુભૂત એવી આશા

અને નિષ્ઠા આનાથી (છંદથી) થાય છે. (૪)

૮૬૬. જગતમાં છંદ ક્યાંથી (પેદા) થાય છે? યોજનાઓ ક્યાંથી ઉત્પન્ન થાય છે? અને ક્રોધ, લુચ્ચાઈ, કુશંકા, કે શ્રમણે (બુદ્ધે) બતાવેલા એવા બીજા દોષો ક્યાંથી ઉત્પન્ન થાય છે? (૫)

૮૬૭. જેને જગતમાં સુખ અને દુઃખ કહે છે તેમાંથી છંદ ઉત્પન્ન થાય છે. રૂપોમાં હાનિ અને લાભ જોઈને પ્રાણી જગતમાં યોજનાઓ ઘડે છે. (૬)

૮૬૮. ક્રોધ, લુચ્ચાઈ અને કુશંકા એ વસ્તુઓ પણ આ જ દ્વયને લીધે (સુખદુઃખને લીધે) ઉત્પન્ન થાય છે. શ્રમણે જ્ઞાન મેળવીને આ (કુશલાકુશલ) ધર્મો બતાવી આપ્યા છે. માટે સંશયગ્રસ્ત માણસે તેનો ધર્મ શીખવો. (૭)

૮૬૯. સુખ અને દુઃખ શેને લીધે થાય છે? કઈ વસ્તુનો નાશ થવાથી આ (સુખદુઃખ) નથી થતાં? અને લાભ અને હાનિ શેનાથી થાય છે? એ પણ મને કહો. (૮)

૮૭૦. સ્પર્શને લીધે સુખ અને દુઃખ પેદા થાય છે; સ્પર્શ ન હોય તો આ ઉત્પન્ન થતાં નથી; લાભ અને હાનિ પણ આને લીધે જ થાય છે એમ હું કહું છું. (૯)

૮૭૧. જગતમાં સ્પર્શ ક્યાંથી પેદા થાય છે? પરિગ્રહ શેનાથી ઉત્પન્ન થાય છે? શેનો નાશ થવાથી મમત્વ રહેતું નથી? અને શેના નાશથી સ્પર્શ ઉત્પન્ન થતા નથી? (૧૦)

૮૭૨. નામ અને રૂપ ઉપર અવલંબીને સ્પર્શ પેદા થાય છે; ઇચ્છાને લીધે પરિગ્રહ ઉત્પન્ન થાય છે, ઇચ્છા નષ્ટ થાય તો મમત્વ રહેતું નથી; અને રૂપવિચાર નષ્ટ થયાથી

સ્પર્શો ઉત્પન્ન થતા નથી (૧૧)

૮૭૩. કયા ગુણોથી યુકત થવાથી રૂપવિચાર નષ્ટ થાય છે? સુખ અને દુ:ખ શેનાથી નષ્ટ થાય છે? આ કઈ રીતે નષ્ટ થાય એ મને કહો. તે જાણવાની મારી ઇચ્છા છે. (૧૨)

૮૭૪. સંજ્ઞાનો વિચાર ન કરનારો અથવા અસંજ્ઞાનો પણ વિચાર ન કરનારો જે અસંજ્ઞી પણ નહિ અને રૂપસંજ્ઞી પણ નહિ, આ ગુણોથી જે યુકત, તેનો રૂપવિચાર નષ્ટ થાય છે. કારણ પ્રપંચની કલ્પના સંજ્ઞામાંથી પેદા થાય છે. (૧૩)

૮૭૫. જે અમે પૂછ્યું તે તમે અમને કહ્યું. હવે અમે તમને પૂછીએ તે કહો. આ જગતમાં જે પંડિતો છે તેઓ (રૂપવિચારનો નાશ) એ જ આત્માની અગ્રશુદ્ધિ છે એમ કહે છે ખરા? કે આનાથી બીજી શુદ્ધિ માને છે? (૧૪)

૮૭૬. આ જગતમાં કેટલાક પંડિતો આને જ આત્માની અગ્રશુદ્ધિ માને છે; પણ પોતાને અનુપાદિશેષમાં કુશળ ગણનારા બીજા તેઓને પોતાનો ઉચ્છેદવાદ કહે છે. (૧૫)

૮૭૭. પણ આ બધા ઉપનિશ્રિત (આશ્રિત) છે એમ જાણીને મુનિ તેમના આશ્રયોનો પરીક્ષક થાય છે; તે જ્ઞાન મેળવીને મુક્ત થાય છે અને વાદમાં પડતો નથી; અને તે સુજ્ઞ ભવ અને અભવ પામતો નથી. (૧૬)

## ૫૦

## ચૂળવિયૂહસુત્ત (૧૨)

૮૭૮. (માણુસો) પોતપોતાના સાંપ્રદાયિક મતને વળગી રહીને અને બીજાની સાથે વાદ કરીને પોતાને કુશળ કહેવરાવે છે, અને કહે છે કે જે આ મત જાણે છે તે જ ધર્મ સમજે છે અને જે આ મતને દોષ દે તે અકેવલી (બદ્ધ) છે. (૧)

૮૭૯. આ રીતે ટંટો કરીને તેઓ વાદવિવાદ કરે છે અને બીજાને અકુશલ મૂર્ખ કહે છે. આ બધા પોતાને કુશળ કહેવરાવે છે, તો તેમના વાદમાં (મતમાં) કયો વાદ સાચો ? (૨)

૮૮૦. બીજાનો ધર્મ ન જાણનારો માણસ જો મૂર્ખ, પશુ અને હીનબુદ્ધિ ઠરે તો પછી આ સાંપ્રદાયિક મતોને વળગીને ચાલનારા બધા જ મૂર્ખા અને બધા જ હીનબુદ્ધિ ઠરે. (૩).

૮૮૧. પોતાનો મત ઉત્તમ એમ સમજી વાદ કરનારા વિશુદ્ધબુદ્ધિ, કુશળ અને મતિમાન ઠરે છે, તો પછી તેમનામાં

(મતો માટે વાદ કરનારામાં) કોઈ જ હીનબુદ્ધિ ઠરતો નથી; કારણકે બધા જ પોતપોતાનો મત (પંથ) ઉત્તમ માને છે. (૪)

૮૮૨. જે એકબીજાને મૂર્ખ કહે છે તે તથ્ય નથી એમ હું કહું છું; કારણકે પોતપોતાના મતને તેઓ સત્ય માને છે, અને એથી બીજાને મૂર્ખા ઠરાવે છે. (૫)

૮૮૩. કેટલાક જેને તથ્ય અને સત્ય માને છે તેને બીજા તુચ્છ અને ખોટું કહે છે, અને આ રીતે ટંટો કરીને વિવાદ કરે છે. આ શ્રમણો એક જ સત્યનું કેમ પ્રતિપાદન નથી કરતા? (૬)

૮૮૪. સત્ય એક જ છે, બીજું નથી; જેને માટે સમજુ લોકો વિવાદ કરતા નથી. પણ શ્રમણો અનેક સત્યો છે એમ કહીને ઝઘડો કરે છે, અને તેથી એક સત્ય કહેતા નથી. (૭)

૮૮૫. પોતાને કુશળ સમજનારા તે વાદ કરનારા અનેક સત્યો છે એમ કેમ કહે છે? ખરેખર સત્યો ઘણાં અને અનેક છે? કે તેઓ ખાલી તર્ક કરે છે? (૮)

૮૮૬. જગતમાં સત્યો પુષ્કળ અને અનેક નથી જ. તેમાં સંજ્ઞા સિવાય કશું જ નિત્ય નથી. (લોકો) સાંપ્રદાયિક મતોમાં તર્ક ચલાવીને સત્ય અને અસત્ય બન્નેનું પ્રતિપાદન કર્યા કરે છે. (૯)

૮૮૭. દૃષ્ટ, શ્રુત, શીલ, વ્રત કે અનુમિતમાં જ અહંકારનો નાશ છે એમ જાણીને અને પોતાનો નિશ્ચિત વિચાર બાંધીને તે હર્ષિત થાય છે, અને બીજો મૂર્ખ અને અકુશલ છે એમ

કહે છે. (૧૦)

૮૮૮. જે મતને લીધે તે બીજાને મૂર્ખ ઠરાવે છે તેને જ લીધે પોતાને કુશળ કહેવરાવે છે. પોતે પોતાની જાતને કુશળ ગણાવે છે, બીજાનો તિરસ્કાર કરે છે, અને એ રીતે જ બોલે છે. (૧૧)

૮૮૯. પોતાના જ મતમાં અત્યંત સાર છે એવા વિચારથી તે કૃતકૃત્ય, માન (અહંકાર) થી મત્ત અને પરિપૂર્ણમાની થાય છે, અને પોતાના માનથી જ પોતાને અભિષિક્ત કરે છે; કારણકે તે સાંપ્રદાયિકતા એવી રીતે સ્વીકારે છે. (૧૨)

૮૯૦. બીજાના વચનથી જો તે હીનબુદ્ધિ ઠરે તો તે (બીજાને હીનબુદ્ધિ ઠરાવનારો) તેની સાથે જ હીનબુદ્ધિ (પોતે પણ) ઠરે છે; અને જો પોતાના જ મતથી પોતે વેદપારગ અને સુજ્ઞ ઠરે તો પછી શ્રમણમાં મૂર્ખ કોઈ જ ન રહે. (૧૩)

૮૯૧. જેઓ મારા પંથથી ભિન્ન મતનું પ્રતિપાદન કરે છે તેઓ શુદ્ધિની વિરુદ્ધ જાય છે અને તેઓ કેવલી નથી, એમ સાંપ્રદાયિકપંથી એકબીજાને કહે છે, કારણકે તેઓ સ્વસંપ્રદાયના લોભથી લુબ્ધ થાય છે. (૧૪)

૮૯૨. આ જ પંથમાં શુદ્ધિ છે એમ તેઓ પ્રતિપાદન કરે છે અને બીજા પંથોમાં શુદ્ધિ નથી એમ કહે છે. આ રીતે પોતાના જ પંથને દૃઢ કહેનારા સાંપ્રદાયિકપંથીઓ ભિન્નભિન્ન પંથમાં નિવિષ્ટ થાય છે. (૧૫)

૮૯૩. પોતાના જ પંથને દૃઢ કહેનાર તેઓમાંનો એક બીજા કોને મૂર્ખ ઠરાવી શકે? બીજાને જો તે અશુદ્ધધર્મી મૂર્ખ કહેવા લાગે તો પોતે જ વાદમાં સપડાય છે. (૧૬)

૮૯૪. તે પોતે પોતાનો મત નિશ્ચિત કરી લે છે અને પોતે જાતે જ અનુમાન કરીને પછી લોકો સાથે વાદવિવાદ કરે છે. પણ જે પ્રાણી બધા નિશ્ચિત (૨૮) મતો છોડી દે છે તે લોકો સાથે વાદ કરતો નથી. (૧૭)

## ૫૧

## મહાવિયૂહસુત્ત (૧૩)

૮૯૫. જે કોઈ સાંપ્રદાયિક મતોને અનુસરનારા પોતાનું એ જ સત્ય એમ પ્રતિપાદન કરે છે તેઓ બધા નિંદાપાત્ર બને છે, અને (કોઈ કોઈવાર) પ્રશંસા પણ પામે છે. (૧)

૮૯૬. (નિંદા અને સ્તુતિ) બન્ને વિવાદનાં ફળો છે એમ હું કહું છું. પણ આવી ક્ષુદ્ર વસ્તુઓ ઉપશમની કારણભૂત બનતી નથી. આ રીતે વિચારીને અવિવાદભૂમિ કલ્યાણપ્રદ છે એમ જાણનારાએ વિવાદમાં પડવું નહિ. (૨)

૮૯૭. આ જે ભિન્નભિન્ન મતો છે તે બધા વિદ્વાનો સ્વીકારતા નથી. દૃષ્ટ અને શ્રુતમાં રાગ ઉત્પન્ન ન કરનાર નિશ્ચળ એવો તે ચંચળ કેમ થાય ? (૩)

૮૯૮. શીલને જ ઉત્તમ ગણનારા અને વ્રતાચરણમાં જ મોટાઈ માનનારા સંયમથી જ શુદ્ધિ છે એમ કહે છે. ભવમાં બદ્ધ થયેલા અને પોતાને કુશળ ગણાવનારા તેઓ કહે છે કે આ જ પંથનો અમે અભ્યાસ કરીએ છીએ અને આનાથી જ

શુદ્ધિ થાય છે. (૪)

૮૯૯. (આવાં વ્રતો આચરનાર) તે જો પોતાના શીલવ્રતથી ચ્યુત થાય તો પોતે પોતાનું કર્તવ્ય (ફરજ) ભૂલ્યો એમ તેને લાગીને કંપિત થાય છે. ઘર છોડીને સાર્થના સમૂહની સાથે પ્રવાસ કરનારો માણસ માર્ગ ભૂલીને એકલો પડે ત્યારે જેમ સાર્થસમૂહમાં જવાની મહેનત કરે છે, તેમ આ શીલવ્રતમાં જઈને પોતાની શુદ્ધિ કરવા માગે છે. (૫)

૯૦૦. પણ બધાં શીલવ્રત અને ખરાબ ને સારું કર્મ છોડીને શુદ્ધિની અને અશુદ્ધિની આસ્થા ન રાખતાં માણસે કોઈ પણ દૃષ્ટિને ન વળગતાં વિરક્ત થઈ ને રહેવું. (૬)

૯૦૧. ભવ અને અભવમાં સતૃષ્ણ એવા તેઓ તપ, જિગુપ્સિત (એક પ્રકારનું તપ), દૃષ્ટ, શ્રુત કે અનુમિત ઉપર ન અવલંબી રહેતાં મોટો ઘોષ કરીને શુદ્ધિનું પ્રતિપાદન કરે છે. (૭)

૯૦૨. આસ્થા રાખનારાની આશા વધે છે, અને કલ્પેલી વસ્તુને લીધે તેને સંવેદના (કંપ) થાય છે. પણ જેને ચ્યુતિ અને ઉત્પત્તિ રહી નથી તે શાનાથી કંપ પામે ? અને શાની આસ્થા રાખે ? (૮)

૯૦૩. જેને કેટલાક પરમધર્મ માને છે તેને જ કેટલાક હીનધર્મ માને છે. આ બધા જ પોતાને કુશળ ગણાવે છે, તો તેમાંના કોનો વાદ ખરો ? (૯)

૯૦૪. પોતાનો ધર્મ પરિપૂર્ણ છે અને બીજાનો ધર્મ હીન છે એમ તેઓ કહે છે. આ રીતે તકરાર કરીને તેઓ વાદ કરે છે અને પોતપોતાની દૃષ્ટિ સત્ય છે એમ કહે છે. (૧૦)

૯૦૫. માણુસ જો બીજાએ કરેલ નિંદાથી (જ) હીન ઠરે તો કોઈ પણ પંથનો માણુસ શ્રેષ્ઠ થઈ શકે નહિ. કારણુકે પોતાના પંથને દૃઢ (નિત્ય) સમજનારા ભિન્નભિન્ન લોકો બીજાના પંથને હીન જ કહે છે. (૧૧)

૯૦૬. અને જે રીતે તેઓ પોતપોતાના પંથની સ્તુતિ કરે છે એ. જોતાં તેઓ બધા જ સદ્ધર્મપૂજા કરે છે એમ ઠરે, અને તે બધા જ મતો (પંથો) ખરા ઠરે; કારણુકે તે દરેક પંથમાં શુદ્ધિ બતાવેલી જ છે. (૧૨)

૯૦૭ પણ બ્રાહ્મણને બીજા પાસેથી શીખવાનું કંઈ નથી, અને બધામાં આ જ પંથ શ્રેષ્ઠ છે એવો તેનો આગ્રહ પણ નથી. માટે તે વાદવિવાદથી પર જાય છે; કારણુકે કોઈ પણ ધર્મપંથ શ્રેષ્ઠ છે એમ તે માનતો નથી. (૧૩)

૯૦૮. હું આ જાણું છું અને જોઉં છું, આ એવું જ છે, આવી દૃષ્ટિથી શુદ્ધિ થાય છે એમ કેટલાક સમજે છે. બીજાના માર્ગથી જુદા જ માર્ગે શુદ્ધિ છે એમ તેઓ કહે છે. પણ આમ કરવામાં તેમને શો લાભ છે? (૧૪)

૯૦૯. જોનારો માણુસ કેવળ નામરૂપ જ જોશે, અને તે જોઈને તેટલાનું જ તેને જ્ઞાન થશે. તે—અલ્પ કે પુષ્કળ—ભલે જુએ. પણ એટલાથી શુદ્ધિ થાય છે એમ સુજ્ઞો કહેતા નથી (૧૫)

૯૧૦. પોતે કલ્પેલા મતને મહત્ત્વ આપનાર અને હઠથી વાદવિવાદ કરનારને ઉપદેશથી વાળવો મુશ્કેલ છે. જે મતનો તે આશરો લે છે તેમાં જ કલ્યાણ અને શુદ્ધિ છે એમ કહે છે અને એમ જાણે છે. (૧૬)

૯૧૧. પણ બ્રાહ્મણ :વિકલ્પ—સંજ્ઞા—પામતો નથી. તે

દૃષ્ટિને વળગી રહેતો નથી અને જ્ઞાનને પણ મહત્ત્વ આપતો નથી. તે ભિન્નભિન્ન મતો જાણે છે અને તે સ્વીકારીને ચાલનારા લોકોની ઉપેક્ષા કરે છે. (૧૭)

૮૧૨. આ જગતમાં ગ્રંથિનો ત્યાગ કરીને વિવાદાપન્ન લોકોમાં મુનિ પોતે પક્ષપાતી થતો નથી. તે અશાન્ત લોકમાં શાંત અને ઉપેક્ષક બને છે; અને જ્યારે બીજા પોતપોતાના મતનો આગ્રહ ધરાવે છે ત્યારે તે અનાગ્રહી થાય છે. (૧૮)

૮૧૩. તે પૂર્વના આસ્રવો તોડીને નવાનો સંચય કરતો નથી, છંદાનુસાર ચાલતો નથી, અને હઠવાદી પણ થતો નથી. તે આત્મનિંદા ન કરનારો સુજ્ઞ, સાંપ્રદાયિક મતોમાંથી મુક્ત થાય છે અને આ જગતમાં બદ્ધ થતો નથી. (૧૯)

૮૧૪. જે કંઈ દૃષ્ટ, શ્રુત કે અનુમિત હોય તે બધી વસ્તુ વિષે તે વિરોધ રાખતો નથી. તે ભાર નાખી દઈને વિમુક્ત થયેલો મુનિ વિકલ્પ પામતો નથી, વિરત થતો નથી, અને આસ્થા રાખતો નથી— એમ ભગવાન બોલ્યા. (૨૦)

## ૫૨

### તુવટ્ટકસુત્ત (૧૪)

૯૧૫. વિવિક્ત શાંતપદ કયું તે હું આદિત્યબંધુ મહર્ષિને પૂછું છું. આ જગતમાં કશાનું પણ ઉપાદાન ન કરતાં ભિક્ષુ શું જોવાથી નિર્વાણ પામે છે? (૧)

૯૧૬. પ્રપંચનું મૂળ અહંકાર છે—એમ ભગવાન બોલ્યા—તેનો સમૂળગો નિરોધ કરવો, અને હમેશ સ્મૃતિમાન થઈને અંતઃકરણમાં જેટલી તૃષ્ણાઓ હોય તેમનો નાશ કરતાં શીખવું. (૨)

૯૧૭. આધ્યાત્મિક કે બાહ્ય પદાર્થોનું જે કંઈ જ્ઞાન મળે તેનાથી અહંકાર ન કરવો, કારણકે તે સજ્જનોનું નિર્વાણ નથી. (૩)

૯૧૮. તે જ્ઞાનથી પોતાને બીજા કરતાં હીન, શ્રેષ્ઠ કે તેમની સમાન ગણવો નહિ. અનેક પદાર્થોની સાથે સંબંધમાં આવતાં તેમાં પોતે (આત્મા) છે એવી કલ્પના ન કર્યા કરવી. (૪)

૯૧૯. ભિક્ષુએ પોતાના જ અંતઃકરણમાં શાંતિ મેળવવી, અને બાહ્ય પદાર્થોથી શાંતિ મેળવવાનો પ્રયાસ ન કરવો. જે પોતાના અંતઃકરણમાં શાંત થાય છે તેને આત્મબુદ્ધિ નથી; પછી નિરાત્મબુદ્ધિ તો ક્યાંથી જ હોય? (૫)

૯૨૦. સમુદ્રને તળિયે જેમ મોજું ઊછળતું નથી, પાણી સ્થિર હોય છે, તેમ ભિક્ષુએ સ્થિર અને અપ્રકંપ્ય થવું, અને કશાનો પણ ઉત્સદ કરવો નહિ. (૬)

૯૨૧. વિવૃતચક્ષુએ (બુદ્ધે) વિઘ્નવિનાશક પ્રત્યક્ષફલદ ધર્મ મને સમજાવ્યો. તમારું કલ્યાણ થાઓ. હવે મને તે ધર્મનો માર્ગ—એટલે પ્રાતિમોક્ષ કે સમાધિ—કહો. (૭)

૯૨૨. આંખોએ ચંચળ ન થવું, ગામની ગપોથી કાનનું રક્ષણ કરવું, જીભના સ્વાદમાં લુબ્ધ ન થવું, અને જગતમાં કશાનું પણ મમત્વ ન રાખવું. (૮)

૯૨૩. દુઃખદ સ્પર્શનો સંયોગ થાય તો ભિક્ષુએ જરા પણ શોક ન કરવો, ભવની આસ્થા રાખવી નહિ, અને ભયંકર દેખાવો જોઈને ગભરાવું નહિ. (૯)

૯૨૪. અન્ન, પાન, ખાદ્ય અને વસ્ત્ર, એ પદાર્થો મળે તો તેનો સંગ્રહ ન કરવો, અને તે ન મળે તો હેરાન ન થવું. (૧૦)

૯૨૫. ભિક્ષુએ ધ્યાનરત થવું, પગથી ચંચળ ન થવું, દરેક જાતની ચંચળતા છોડી દેવી, બેદરકાર રહેવું નહિ, અને જ્યાં ગડબડ ઓછી હોય એવી સૂવાબેસવાની જગ્યાએ રહેવું. (૧૧)

૯૨૬. તેણે નિદ્રા વધારવી નહિ, ઉત્સાહી થઈને જાગૃતિ વધારવી, અને તંદ્રા, માયા, હાસ્ય, ક્રીડા, સ્ત્રીસંગ અને

ભૂષણોનો ત્યાગ કરવો. (૧૨)

૯૨૭. મારા શ્રાવકે અથર્વણમંત્ર, સ્વપ્નફળ, સ્ત્રીપુરુષ-લક્ષણો અને નક્ષત્રફળના અભ્યાસમાં પડવું નહિ, અને મૃગ-પક્ષીઓના શબ્દોનાં ફળ, ગર્ભધારણનો મંત્ર અને ચિકિત્સાનો પણ અભ્યાસ ન કરવો. (૧૩)

૯૨૮. ભિક્ષુએ પોતાની નિંદા સાંભળીને અસ્વસ્થ ન થવું, અને સ્તુતિ સાંભળીને ગર્વિત ન થવું; તેણે લોભ, માત્સર્ય, ક્રોધ અને ચાડીનો ત્યાગ કરવો. (૧૪)

૯૨૯. ભિક્ષુએ ક્રયવિક્રય ન કરવો, કોઈ પણ નિંદ્ય કૃત્ય કરવું નહિ, ગામના લોકો સાથે વધારાપડતો સ્નેહ બાંધવો નહિ, અને પોતાના લાભ માટે લોકો સાથે નકામી લવરી ન કરવી. (૧૫)

૯૩૦. ભિક્ષુએ વાચાળ ન થવું, દાનસૂચક વાક્ય બોલવું નહિ, પ્રગલ્ભતા ન કરવી, અને વાદવિવાદમાં પડવું નહિ. (૧૬)

૯૩૧. તેણે અસત્ય ભાષણ કરવું નહિ, લોકો ઠગાય એવું આચરણ બુદ્ધિપૂર્વક કરવું નહિ, અને પોતાના સદાચાર, પ્રજ્ઞા, શીલ અને વ્રતથી બીજાની અવહેલના કરવી નહિ. (૧૭)

૯૩૨. બીજા શ્રમણો તેને જુદાંજુદાં વચનોથી ક્રોધિત કરવા માગે છતાં તેણે તેમનું ભાષણ સાંભળીને કઠોર વચનોથી તેમનો પ્રતિકાર કરવો નહિ; કારણકે સન્તજનો પ્રતિકારબુદ્ધિ ધરાવતા નથી. (૧૮)

૯૩૩. ભિક્ષુએ આ ધર્મ જાણીને અને સ્મૃતિમાન થઈને હમેશાં તે શીખવો; શાંતિ એ જ નિર્વાણ છે એમ જાણીને તેણે ગોતમના પંથમાં બેદરકારીથી વર્તવું નહિ. (૧૯)

૯૩૪. તે (ભગવાન) અજેય, અને નીતિનો માર્ગ ન

છોડનારો, ધર્મ પ્રત્યક્ષ રીતે જાણનાર છે માટે તે ભગવાનને નમસ્કાર કરીને તેમના પંથમાં હમેશાં સાવધાનીથી વર્તતાં શીખવું. (૨૦)

## ૫૩

### અત્તદંડસુત્ત (૧૫)

૯૩૫. પોતાના જ અંતઃકરણની અંદરની દુર્વાસનાથી ભય પામીને અંદરઅંદર કલહ કરનારા લોકોને જુઓ! આ સ્થિતિમાં મને વૈરાગ્ય કેમ થયો એ હું કહું. (૧)

૯૩૬. ઓછા પાણીમાં તડફડતાં માછલાંઓની માફક એક–બીજા સાથે અંદરઅંદર વિરોધ કરીને દોડાદોડી કરતા લોકોને જોઈને મારા અંતઃકરણમાં ભય પેઠો. (૨)

૯૩૭. આ જગત અસાર છે અને બધી દિશાઓ કંપિત થતી હોય એમ મને લાગવા લાગ્યું. આમાં મારે માટે જગ્યા શોધતાં મને તે ક્યાંયે ન મળી. (૩)

૯૩૮. ઠેઠ સુધી આ લોકો લડ્યાં કરે છે એ જોઈને મને જગતનો અત્યંત કંટાળો આવ્યો. ત્યારે મારા જ હૃદયમાંનું દુર્દર્શ શલ્ય મને દેખાયું. (૪)

૯૩૯. જો શલ્યથી માણસ વિદ્ધ થયો હોય તો દોડાદોડી કરે છે, પણ જો તે બહાર ખેંચી કાઢવામાં આવે તો તે દોડાદોડી

ન કરતાં એક જગ્યાએ સ્થિર થાય છે. (૫)

૯૪૦. તે માટે શિખામણ કહેવાય છે: જગતમાં જે ગ્રંથિઓ છે તેમાં બદ્ધ થવું નહિ; કામોપભોગથી સર્વથા વિરક્ત થઈને નિર્વાણ કેમ મળે એ શીખવું. (૬)

૯૪૧. મુનિએ સત્યપ્રિય, અપ્રગલ્ભ, અમાયાવી, અને ચાડીથી મુક્ત થવું; અને અક્રોધન થઈને લોભ, પાપ અને માત્સર્યને તરી જવાં. (૭)

૯૪૨. નિર્વાણાભિરત માણસે નિદ્રા, તંદ્રા અને આળસ ઉપર જય મેળવવો, અસાવધાનીથી વર્તવું નહિ, અને અતિમાન ધરાવવું નહિ. (૮)

૯૪૩. તેણે અસત્યતાથી વર્તવું નહિ, રૂપનો સ્નેહ ન રાખવો, અહંકારનો ત્યાગ કરવો, અને સાહસથી વિરત થઈને રહેવું. (૯)

૯૪૪. તેણે અતીત વસ્તુને માટે આનંદ માનવો નહિ, નવી વસ્તુમાં રાગ ઉત્પન્ન ન કરવો, અને તેનો નાશ થાય તો ખિન્ન ન થવું, અને આકાશ જેવા શૂન્ય પદાર્થો ઉપર અવલંબન કરવું નહિ. (૧૦)

૯૪૫. (આ સંસારમાં) લુબ્ધતા એ મહૌઘ છે. તૃષ્ણા એટલે તેમાં વહેવું તે, વિકલ્પ એ અવલંબન, અને કામસુખ એ દુસ્તર કાદવ છે એમ હું કહું છું. (૧૧)

૯૪૬. (તેમાંથી) તે મુનિ બ્રાહ્મણ સત્યને પકડીને અને બીજું બધું છોડી દઈને તીર ઉપર આવે છે. તે જ શાંત કહેવાય છે. (૧૨)

૯૪૭ તે ધર્મ જાણીને અનાશ્રિત થાય છે. તે જ ખરો

વિદ્વાન, અને તે જ વેદપારગ છે. તે જગતમાં સમ્યગ્ રીતે વર્તીને કોઈ પણ વસ્તુની સ્પૃહા કરતો નથી. (૧૩)

૯૪૮. આ જગતમાં દુસ્તર સંગ અને કામોપભોગને વટાવી ગયેલો, પ્રવાહની પાર ગયેલો અને બંધનોથી મુક્ત થયેલો તે શોક કરતો નથી અને લુબ્ધ થતો નથી. (૧૪)

૯૪૯. જે જૂનું છે તે શોષી લે, ભવિષ્યકાળ માટે કશું બાકી રહેવા દેતો નહિ, અને જો તું વર્તમાનકાળને વળગી નહિ રહે તો ઉપશાંત થઈને રહીશ. (૧૫)

૯૫૦ નામરૂપોમાં જેને બિલકુલ મમત્વ નથી અને જે અસત માટે શોક કરતો નથી તે જ આ જગતમાં જીર્ણ થતો નથી. (૧૬)

૯૫૧. આ વસ્તુ મારી છે કે બીજાની છે એમ જેને લાગતું નથી અને જેને મમત્વની વેદના નથી તે મારી આ વસ્તુ નષ્ટ થઈ એમ કહીને કદી શોક કરતો નથી. (૧૭)

૯૫૨. અવિકંપિત માણસ કેવો હોય એમ જો કોઈ મને પ્રશ્ન પૂછે તો હું કહું કે જે અનિષ્ઠુર, અલુબ્ધ, અપ્રકંપ્ય અને સર્વત્ર સમાનભાવથી વર્તનારો હોય તે ઉત્તમ માણસ છે. (૧૮)

૯૫૩. નિર્ભય અને સમજુ માણસને કોઇ પણ વાસના રહેતી નથી. તે કર્મોથી વિરત થાય છે અને સર્વત્ર ક્ષેમ જુએ છે. (૧૯)

૯૫૪. તે મુનિ સમાનમાં, હીનમાં કે શ્રેષ્ઠમાં પોતાની ગણના કરીને વાદ કરતો નથી. વીતમત્સર અને શાંત એવો તે આદાન પણ કરતો નથી અને ત્યાગ પણ કરતો નથી. (એમ ભગવાન બોલ્યા.) (૨૦)

## ૫૪

## સારિપુત્તસુત્ત (૧૬)

૯૫૫. એવા મીઠું બોલનારા, સંતુષ્ટ, અને સંઘના આગેવાન ગુરુ—એમ આયુષ્માન સારિપુત્ર બોલ્યો—મેં આ પહેલાં કદી જોયા નથી અને કોઈની પાસેથી સાંભળ્યા પણ નથી. (૧)

૯૫૬. સર્વ તમનો નાશ કરીને શ્રમણધર્મમાં રત થયેલા એવા આ સદેવક જગતને એક જ ચક્ષુષ્માન દેખાય છે. (૨)

૯૫૭. અનાશ્રિત અને અદાંભિક એવા તે બુદ્ધપદ પામેલા સંઘના આગેવાન પાસે હું ઘણા બદ્ધ માણસોના હિતોદ્દેશથી પ્રશ્ન પૂછવા માટે આવ્યો છું. (૩)

૯૫૮. સંસારથી કંટાળેલા અને ઝાડ નીચે, સ્મશાનમાં કે પર્વતોની ગુફામાં એકાંતવાસ સેવન કરનારા ભિક્ષુને (૪)

૯૫૯. તેવી તે સારી કે નરસી જગાએ ભયદાયક કઈ કઈ

---

૯૫૫. 'સંતુષ્ટ' ને માટે મૂળમાં તુસિતો એવો પાઠ છે. પણ અટ્ઠકથામાં તુસિતા એવો પાઠ છે અને તેનો 'તુષિત દેવલોકમાંથી ઇહલોકમાં આવેલો' એવો અર્થ કરેલો છે.

વસ્તુઓ છે કે જેનાથી ભિક્ષુએ એવા નિઃશબ્દ સ્થાનમાં ન ગભરાવું જોઈએ ? (૫)

૯૬૦. અમૃત દિશામાં જનારા ભિક્ષુ માટે આ જગતમાં ક્યાં ક્યાં વિઘ્નો છે કે દૂરના સ્થળે રહેતાં તેણે સહન કરવાં જોઈએ ? (૬)

૯૬૧. તે દૃઢબુદ્ધિ ભિક્ષુની વાણી કેવી હોવી જોઈએ ? તેની રહેણીકરણી કેવી હોવી જોઈએ ? અને તેનાં શીલ અને વ્રત કેવાં હોવાં જોઈએ ? (૭)

૯૬૨. સોની જેમ રૂપાને અગ્નિમાં નાખીને ખરાબ કસ (ગાળ) કાઢી નાખે છે, તેમ સમાહિત, ઉત્સાહી અને સ્મૃતિમાન ભિક્ષુએ કઈ શિક્ષણપદ્ધતિ ગ્રહણ કરીને મનનો મેલ બાળી નાખવો ? (૮)

૯૬૩. હે સારિપુત્ર, સંસારથી કંટાળેલા—એમ ભગવાન બોલ્યા—અને એકાન્તવાસ સેવન કરનારા સંબોધિપરાયણ ભિક્ષુને જે સુખકર છે તે હું જેવું જાણું છું તેવું ધર્મને અનુસરીને કહું છું. (૯)

૯૬૪. એકાન્તવાસમાં રહેનારા સ્મૃતિમાન ભિક્ષુએ પાંચ ભયથી બીવું નહિ: ચાંચડના ડંખથી, સર્પથી, મનુષ્ય તરફના ત્રાસથી, ચતુષ્પદોથી, (૧૦)

૯૬૫. અને પરધાર્મિકોનાં પુષ્કળ ભયંકર કૃત્યો જોઈને પણ તેમનાથી ગભરાવું નહિ. અને તે કુશલાન્વેષી ભિક્ષુએ બીજાં પણ વિઘ્નો સહન કરવાં. (૧૧)

૯૬૬. રોગ અને ભૂખથી ત્રસ્ત થયા છતાં તે ઉપદ્રવ, શીત અને અત્યુષ્ણ તેણે સહન કરવાં. તે વિઘ્નો અનેક રીતે

ત્રાસ દે છતાં ગૃહરહિત થઈને તેણે પોતાનું ઉત્સાહપરાક્રમ દઢ કરવું. (૧૨)

૯૬૭. તેણે ચોરી કરવી નહિ, ખોટું બોલવું નહિ, સ્થિર અને ચર પ્રાણીઓ ઉપર મૈત્રીની ભાવના કરવી, અને મનની કલુષિતતા એ મારની પક્ષપાતી છે એમ જાણીને તેનો નાશ કરવો. (૧૩)

૯૬૮. તેણે ક્રોધ અને અતિમાનને વશ ન થવું, તેનાં મૂળ પણ ખોદી નાખવાં; તે ચોકસ રીતે વૃદ્ધિ પામવા ઇચ્છતા ભિક્ષુએ પ્રિય કે અપ્રિય વસ્તુઓ સહન કરવી. (૧૪)

૯૬૯. કલ્યાણપ્રિય માણસે પ્રજ્ઞાને મહત્ત્વ આપીને તે વિઘ્નો સહન કરવાં, એકાન્તવાસને સ્થળે અસંતોષ લાગ્યા છતાં તે પણ સહન કરવો, અને ચાર શોકદાયક વસ્તુઓ સહન કરવી. (૧૫)

૯૭૦. (તે આ—) હું આજે શું ખાઈશ, અથવા ક્યાં જમીશ, રાતે સૂવામાં હું બહુ હેરાન થયો. એટલે આજે હું ક્યાં સૂઉં? અનાગારિક ભાવથી રહેનારા શૈક્ષ્યે (સંખે) આ (ચાર) વિતર્કોનો નાશ કરવો. (૧૬)

૯૭૧. વખતસર અન્ન અને વસ્ત્ર મળે તો સંતોષ રહે એટલા માટે તે પદાર્થોના સેવનમાં તેણે પ્રમાણ જાણવું. તે પદાર્થોથી મનનું રક્ષણ કરનારા અને ગામમાં સંયમથી વર્તનારા તે ભિક્ષુએ, ક્રુદ્ધ થવા જેવું કૃત્ય બીજાએ કર્યું હોવા છતાં પણ કઠોર વચન બોલવું નહિ. (૧૭)

૯૭૨. તેણે પોતાની નજર પગ ઉપર રાખવી, પગે ચંચળ થવું નહિ, ધ્યાનરત અને જાગૃત થવું, ઉપેક્ષાનો અવલંબ

કરીને ચિત્તની એકાગ્રતા મેળવવી, અને તર્ક તથા ચાંચલ્યનો ત્યાગ કરવો. (૧૮)

૯૭૩. તે સ્મૃતિમાન ભિક્ષુએ પોતાના દોષ બતાવનારનું અભિનંદન કરવું, સબ્રહ્મચારીઓ તરફ કઠોરતા રાખવી નહિ, પ્રસંગાનુસાર સારા શબ્દો જ બોલવા, અને લોકોના વાદવિવાદમાં પડવાની ઇચ્છા રાખવી નહિ. (૧૯)

૯૭૪. અને તે પછી જગતની અંદરના પાંચ રજનો નાશ કરવાનું સ્મૃતિમાને શીખવું. (એટલે) રૂપ, શબ્દ, રસ, ગંધ અને સ્પર્શના લોભને જીતવો. (૨૦)

૯૭૫. આ પદાર્થોનો છંદ છોડીને તે સ્મૃતિમાન, સુવિમુક્ત-ચિત્ત, વારંવાર સદ્ધર્મનું ચિંતન કરનારો, અને એકાગ્રતા પામેલો ભિક્ષુ અંધકારનો નાશ કરવા સમર્થ થશે. (એમ ભગવાન બોલ્યા.) (૨૧)

[ અટ્ઠકવગ્ગ ચોથો સમાપ્ત ]

તેની અનુક્રમણિકા—કામ, ગુહટ્ઠ, દુટ્ઠટ્ઠ, સુદ્ધટ્ઠ, પરમટ્ઠ, જરા, મેત્તેય્ય, પસૂર, માગન્દિય, પુરાભેદ, કલહવિવાદ, ચૂળવિયૂહ, મહાવિયૂહ, તુવટ્ટક, અત્તદંડ, અને સારિપુત્ત, આ અટ્ઠકવગ્ગ-માંનાં સુત્તો ગણવાં.

## [ પારાયણવગ્ગ પાંચમો ]

### ૫૫

### વત્થુગાથા

૯૭૬. અકિંચનભાવની ઇચ્છા કરનારો (બાવરી નામનો) મંત્રપારગ બ્રાહ્મણ કોસલ દેશના રમ્ય શહેરથી (શ્રાવસ્તીથી) દક્ષિણપથમાં ગયો. (૧)

૯૭૭. ત્યાં અસ્સક અને અળક એ બે રાજાઓની સરહદ પાસે ગોદાવરીના તીર ઉપર ઉઞ્છવૃત્તિથી અને ફલ-મૂલાદિ ઉપર પોતાની ઉપજીવિકા ચલાવીને રહેવા લાગ્યો. (૨)

૯૭૮. તેની આસપાસ એક મોટું ગામ વસ્યું. તેમાંથી તેને જે મળ્યું તે લઈને તેણે એક મોટો યજ્ઞ કર્યો. (૩)

૯૭૯. મોટો યજ્ઞ પૂરો કરીને ફરી તે આશ્રમમાં ગયો. તે આશ્રમમાં ગયો કે તરત જ ત્યાં બીજો એક બ્રાહ્મણ આવ્યો. (૪)

---

૯૭૭. અહીં હું અટ્ઠકથાને અનુસર્યો છું. પણ 'અળકની સરહદ ઉપર અને અસ્સકની હદમાં' એવો અર્થ પણ કરી શકાય એમ છે.

૯૮૦. તેના પગમાં ચાઠાં પડયાં હતાં, દાંત મલિન થયા હતા, માથું ધૂળથી ભરેલું હતું, અને તે તરસ્યો થયો હતો. તે બાવરી પાસે આવીને પાંચસો કાર્ષાપણ માગવા લાગ્યો. (૫)

૯૮૧. તેને જોઈને બાવરીએ તેને આસન ઉપર બેસવા કહ્યું અને તેને કુશળસમાચાર પૂછ્યા, અને તે બોલ્યોઃ (૬)

૯૮૨. મારી પાસે જે કંઈ આપવા જેવું હતું તે બધું હું આપી ચૂક્યો છું. હે બ્રાહ્મણ, મારી પાસે હવે પાંચસો કાર્ષાપણ નથી; એટલે મને મારે કામે લાગવાની પરવાનગી આપ. (૭)

૯૮૩. હું યાચના કરું છું છતાં ભવાન (તું) દેતો નથી તો આજથી સાતમે દિવસે તારા માથાના સાત કટકા થાઓ. (૮)

૯૮૪. પોતાનો સામાન ભેગો કરીને તે દાંભિકે આવો ભયંકર શાપ દીધો. તેનું તે વચન સાંભળીને બાવરી દુઃખિત થયો. (૯)

૯૮૫. તે શોકશલ્યથી વિદ્ધ થઈને ઉપવાસને લીધે સુકાવા લાગ્યો, અને તે વિચારને લીધે તેનું ચિત્ત ધ્યાનસમાધિમાં ચોંટતું નહોતું. (૧૦)

૯૮૬. ઉત્ત્રસ્ત અને દુઃખી થયેલા તે બાવરીને જોઈને તેનો હિતેચ્છુ દેવ તેની પાસે આવીને બોલ્યો કે (૧૧)

૯૮૭. તે બ્રાહ્મણ માથું એટલે શું એ જાણતો નથી. તે દાંભિક ધનલોભી છે. તેને માથાનું અને માથાના ફૂટવાનું જ્ઞાન નથી. (૧૨)

૯૮૮. હે દેવ, તો પછી આ તું જાણે છે, અને હું આ પૂછું છું તે મને કહે. માથું અને માથાનું ફૂટવું શું એ મને

તારી પાસેથી સાંભળવા દે. (૧૩)

૯૮૯. હું પણ તે જાણતો નથી. તેનું મને જ્ઞાન નથી: કારણકે માથું અને માથાનું ફૂટવું જે જિન હોય તેઓ જ જાણે છે. (૧૪)

૯૯૦. તો પછી આ પૃથ્વીમંડલ ઉપર માથું અને માથાનું ફૂટવું એ જાણનાર કોણ છે તે, હે દેવ, મને કહે. (૧૫)

૯૯૧. કપિલવસ્તુ નગરમાંથી નીકળેલો, લોકનાયક, ઇક્ષ્વાકુરાજવંશજ અને (જગતને) પ્રકાશિત કરનારો એવો શાક્યપુત્ર છે. (૧૬)

૯૯૨. હે બ્રાહ્મણ, તે સંબુદ્ધ, સર્વ ધર્મોમાં પારંગત, સર્વાભિજ્ઞાબલ પામેલો, સર્વ ધર્મોમાં દેખતો, સર્વ ધર્મોના અંતને પામેલો, અને ઉપાધિઓનો નાશ કરીને મુક્ત થયેલો છે. (૧૭)

૯૯૩. તે ચક્ષુષ્માન બુદ્ધ ભગવાન લોકોને ધર્મોપદેશ કરે છે. ત્યાં જઇને તેને આ પૂછ, એટલે તે તને સમજાવશે. (૧૮)

૯૯૪. સંબુદ્ધ શબ્દ સાંભળતાંવેંત જ બાવરી હર્ષિત થયો, તેનો શોક ઓછો થયો, અને તે અત્યંત આનંદિત થયો. (૧૯)

૯૯૫. તે હર્ષિત, આનંદિત અને સંતુષ્ટ બાવરીએ તે દેવને પૂછ્યું: તે લોકનાયક કયા ગામમાં, શહેરમાં કે પ્રદેશમાં રહે છે કે જ્યાં જઇને તે દ્વિપદોત્તમ સંબુદ્ધને અમે નમસ્કાર કરી શકીએ? (૨૦)

૯૯૬. તે વિપુલપ્રજ્ઞ, વિપુલશ્રેષ્ઠબુદ્ધિ, અપ્રતિમ ધુરીણ, અનાસ્રવ અને મૂર્ધાધિપાત જાણનારો મનુષ્યર્ષભ શાક્યપુત્ર જિન કોસલ દેશમાં શ્રાવસ્તીમાં રહે છે. (૨૧)

૯૯૭. તે પછી બાવરીએ પોતાના મંત્રપારગ બ્રાહ્મણ શિષ્યોને કહ્યું. “હે માણવો, હું તમને કહું છું, મારું વચન સાંભળો. (૨૨)

૯૯૮. જેનો આ જગતમાં વારંવાર પ્રાદુર્ભાવ થવો મુશ્કેલ છે એવો પ્રસિદ્ધ સંબુદ્ધ ઇહલોકમાં જન્મ્યો છે, તો તમે તુરત જ શ્રાવસ્તી જઈને તે દ્વિપદોત્તમને મળો. (૨૩)

૯૯૯. (તેઓ બોલ્યા—) હે બ્રાહ્મણ, તેને જોઈને આ બુદ્ધ છે એમ અમે કઈ રીતે ઓળખીએ? અમને ન સમજનારાઓને જેનાથી તેને ઓળખી શકાય એ (નિશાની) કહો. (૨૪)

૧૦૦૦. (બાવરી—)અમારા અધ્યયનમાં મહાપુરુષનાં લક્ષણો આવી ગયાં છે. તે બત્રીસ છે અને અનુક્રમે તે બધાંનું વર્ણન મળી આવે છે. (૨૫)

૧૦૦૧. જે મનુષ્યના ગાત્ર ઉપર આ મહાપુરુષનાં લક્ષણો મળી આવે તેની બે જ ગતિ થાય છે, ત્રીજી થતી નથી. (૨૬)

૧૦૦૨. જો તે ગૃહસ્થાશ્રમમાં રહે તો આ પૃથ્વી જીતીને તેનું અદંડ, અશસ્ત્ર અને ધર્મથી પાલન કરે છે. (૨૭)

૧૦૦૩. પણ જો તે ઘર છોડીને અનાગારિક પ્રવ્રજ્યા લે તો અજ્ઞાનાવરણ દૂર કરનાર અર્હન અને અનુત્તર સંબુદ્ધ થાય છે. (૨૮)

૧૦૦૪. મારો જન્મ, ગોત્ર, લક્ષણ, વેદવિદ્યા અને મારા શિષ્યો કેટલા એ, અને માથું તથા માથું ફૂટવું, એ બધી વસ્તુઓ તમે તેને તમારા મનમાં જ પૂછજો. (૨૯)

૧૦૦૫. તે જો અનાવરણજ્ઞાની બુદ્ધ હશે તો તમે મનમાં

જ પૂછેલા પ્રશ્નોના જવાબ આપશે. (૩૦)

૧૦૦૬. બાવરીનું આ કથન સાંભળીને તેના સોળ બ્રાહ્મણ શિષ્યો—અજિત, તિસ્સમેત્તેય, પુણ્ણક અને મેત્તગૂ, (૩૧)

૧૦૦૭. ધોતક, ઉપસીવ, નન્દ અને હેમક, તોદેય્ય અને કપ્પ એ બન્ને, અને પંડિત જાતુકણ્ણી, (૩૨)

૧૦૦૮. ભદ્રાવુધ, ઉદય અને પોસાલ બ્રાહ્મણ, બુદ્ધિમાન મોઘરાજા, અને મહર્ષિ પિંગિય—(૩૩)

૧૦૦૯. આ બધા પોતપોતાના બ્રાહ્મણગણના આગેવાનો, સર્વ લોકોમાં પ્રસિદ્ધ, સમાધિમાન, ધ્યાનરત, સુજ્ઞ, અને પૂર્વજન્મમાં જેમણે પુણ્ય કરેલું છે એવા, (૩૪)

૧૦૧૦. જટા અને અજિનચર્મ ધારણ કરનારા એવા—તે બાવરીને નમસ્કાર કરીને અને પ્રદક્ષિણા કરીને ઉત્તર દિશા તરફ ચાલવા લાગ્યા. (૩૫)

૧૦૧૧. ત્યારે પહેલાં તેઓ અળકની માહિષ્મતી રાજધાનીમાં આવ્યા, ત્યાંથી (અનુક્રમે) ઉજ્જયિની, ગોનદ્ધ, વિદિશા અને વનસા નામના નગરમાં, (૩૬)

૧૦૧૨. કૌશાંબી, સાકેત, અને સર્વ નગરોમાં શ્રેષ્ઠ શ્રાવસ્તી, સેતવ્ય, કપિલવસ્તુ, કુસિનારામંદિર, (૩૭)

૧૦૧૩. પાવા, ભોગનગર, વૈશાલિ, મગધપુર (રાજગૃહ), અને રમણીય અને મનોરમ પાષાણક ચૈત્યમાં તેઓ

---

૧૦૧૧. 'अळकस्स पतिट्ठानं'નો અર્થ 'અળકાની રાજધાનીમાં' કર્યો છે. પણ-અળકનું પતિટ્ઠાન નામનું શહેર હતું કે કેમ એ સમજાતું નથી.

આવ્યા. (૩૮)

૧૦૧૪. તરસ્યો જેમ પાણી તરફ જાય છે, વાણિયો જેમ મોટા ફાયદા તરફ જાય છે, અને તડકાથી તપી ગયેલો માણુસ જેમ છાંયા તરફ જાય છે તેમ ત્વરાથી તેઓ પર્વત ઉપર ચડયા. (૩૯)

૧૦૧૫. ભિક્ષુસંઘથી પુરસ્કૃત એવા ભગવાન તે વખતે અરણ્યમાં ગર્જના કરનારા સિંહની જેમ ભિક્ષુઓને ધર્મોપદેશ કરતા હતા. (૪૦)

૧૦૧૬. પ્રકાશનારા સૂર્ય જેવા અને પૂનમને દિવસે પૂર્ણતાએ પહોંચેલા ચંદ્રના જેવા તે સંબુદ્ધને અજિતે જોયા. (૪૧)

૧૦૧૭. અને તેમના ગાત્ર ઉપર પરિપૂર્ણ લક્ષણો જોઈને તે એક બાજુ ઊભો રહ્યો, અને હર્ષિત થઈને તેણે પોતાના મનમાં ને મનમાં જ (બુદ્ધને) પ્રશ્નો પૂછયાઃ (૪૨)

૧૦૧૮. પ્રથમ તેનું (બાવરીનું) આયુષ્ય કહો અને પછી ગોત્ર અને લક્ષણો કહો; પછી વેદાધ્યયન, અને પછી તે કેટલા બ્રાહ્મણોને શીખવે છે તે કહો. (૪૩)

૧૦૧૯. તેનું વય એકસોવીસ વર્ષનું છે. ગોત્ર બાવરી, તેનાં ગાત્રો ઉપર ત્રણ લક્ષણો છે અને તે ત્રણ વેદમાં પારંગત છે. (૪૪)

૧૦૨૦. તે લક્ષણજ્ઞાનમાં, ઇતિહાસમાં, નિઘંટુમાં અને કેટુભમાં પણ પારંગત છે. સ્વધર્મમાં પારંગત એવો તે પાંચસો વિદ્યાર્થીઓને વેદ શીખવે છે. (૪૫)

૧૦૨૧. હે તૃષ્ણાનો નાશ કરનાર નરોત્તમ, બાવરીના શરીર ઉપર કયાં લક્ષણો છે તે કહો. અને તમારે વિશે અમારા

મનમાં શંકા રહેવા દેતા નહિ. (૪૬)

૧૦૨૨. તે જીભથી પોતાનો ચહેરો ઢાંકી શકે છે, તેની ભમ્મરોની વચ્ચે લોમ છે, અને હે માણવ, તેનું વસ્ત્રગુહ્ય કોશાવહિત છે એમ સમજ. (૪૭)

૧૦૨૩. પ્રશ્નો પૂછેલા સંભળાતા નહિ અને જવાબો સંભળાતા હતા, એટલે ત્યાં ભેગા થયેલા લોકો આનંદિત થઈને અને હાથ જોડીને વિચાર કરવા લાગ્યા કે (૪૮)

૧૦૨૪. આ પ્રશ્નો પૂછનાર કયો દેવ, બ્રહ્મા કે સુજંપતિ ઈંદ્ર હશે? આ (ભગવાન) મનમાં ને મનમાં પૂછેલા પ્રશ્નોના જવાબ કોને આપે છે? (૪૯)

૧૦૨૫. હે ભગવન્, બાવરી માથું અને માથું ફૂટવું (એટલે શું એમ) પૂછે છે. હે ઋષિ, તેનો જવાબ આપીને અમારી શંકા દૂર કરો. (૫૦)

૧૦૨૬. અવિદ્યા એ માથું, અને શ્રદ્ધા, સ્મૃતિ, સમાધિ, કુસલચ્છંદ, અને ઉત્સાહથી સંપન્ન વિદ્યા (પ્રજ્ઞા) એ માથું ફોડનારી, એમ સમજ. (૫૧)

૧૦૨૭. આથી તે (અજિત) માણવે મહા આનંદથી ઉત્સાહિત થઈને અને અજિનચર્મ એક ખભા ઉપરથી ઓઢીને ભગવાનના પગ ઉપર પોતાનું માથું મૂક્યું. (૫૨)

૧૦૨૮. હે મારિષ, હે ચક્ષુષ્મન, બાવરી બ્રાહ્મણ શિષ્યો-સહિત હર્ષિત અને આનંદિત થઈને તમારે પગે પડું છું. (૫૩)

૧૦૨૯. હે માણવ, બાવરી બ્રાહ્મણ શિષ્યોસહિત સુખી થાઓ, અને તું પણ સુખી અને ચિરંજીવી થા. (૫૪)

૧૦૩૦. બાવરીની, તારી કે તમારા બધાંની જે કંઈ શંકા

હોય તે બધી પૂછવાની હું રજા આપું છું; તમારા મનમાં જે ઇચ્છા હોય તે તમે પૂછો. (૫૫)

૧૦૩૧. સંબુદ્ધે રજા આપ્યાથી અજિતે ત્યાં નીચે બેસીને અને હાથ જોડીને તથાગતને પ્રથમ પ્રશ્ન પૂછ્યો. (૫૬)

આ પ્રાસ્તાવિક ગાથાઓ

## ૫૬

## અજિતમાણવપૃચ્છા (૧)

૧૦૩૨. આ જગત શાનાથી ઢંકાય છે,—એમ આયુષ્માન અજિત બોલ્યો—તે શાને લીધે નથી પ્રકાશતું, આનું અભિલેપન કયું, અને તેને મહાભય કયો? (૧)

૧૦૩૩. હે અજિત જગત અવિદ્યાથી ઢંકાયું છે,—એમ ભગવાન બોલ્યા—માત્સર્ય અને પ્રમાદને લીધે તે પ્રકાશતું નથી, વાસના એ તેનું અભિલેપન છે, અને દુઃખ એ તેને મહાભય છે, એમ હું કહું છું. (૨)

૧૦૩૪. સર્વત્ર પ્રવાહો વહે છે—એમ આયુષ્માન અજિત બોલ્યો—તે પ્રવાહોનું નિવારણ શું? પ્રવાહોનું નિયમન શું? અને પ્રવાહો શાનાથી બંધ થાય છે? (૩)

૧૦૩૫. હે અજિત. જગતમાં જે પ્રવાહો છે—એમ ભગવાન બોલ્યા—તેમનું સ્મૃતિ એ નિવારણ છે. તે જ પ્રવાહોનું નિયમન છે, અને પ્રજ્ઞાથી તે બંધ થાય છે. (૪)

૧૦૩૬. હે મારિષ, પ્રજ્ઞા અને સ્મૃતિ—એમ આયુષ્માન

અજિત બોલ્યો—અને નામરૂપનો નિરોધ ક્યાં થાય છે એ હું પૂછું છું, તે મને કહો. (૫)

૧૦૩૭. હે અજિત, તેં આ જે પ્રશ્ન પૂછ્યો તેનો હું જવાબ આપું છું. જ્યાં નામ અને રૂપ પૂર્ણપણે નિરોધ પામે છે તે હું તને કહું છું. વિજ્ઞાનના નિરોધથી આનો નિરોધ થાય છે. (૬)

૧૦૩૮. ઇહલોકમાં જે અનેક અર્હન્તો અને શૈક્ષ્ય છે તેઓમાં તમે કુશળ છો, એટલે તેમનું વર્તન કેવું હોય એ હું તમને પૂછું છું. તે, હે મારિષ, મને કહો. (૭)

૧૦૩૯. ભિક્ષુએ કામોપભોગની વાંચ્છા રાખવી નહિ, મનથી પવિત્ર થવું, બધા ધર્મોમાં કુશળ અને સ્મૃતિમાન થઇને તેણે પ્રવ્રજ્યા લેવી. (૮)

## ૫૭

## તિસ્સમેત્તેય્યમાણવપુચ્છા (૨)

૧૦૪૦. આ જગતમાં કોણ સંતુષ્ટ (કહેવાય)?—એમ આયુષ્માન તિસ્સમેત્તેય્ય બોલ્યો—કોને પ્રકંપો નથી? બન્ને અન્તો જાણીને પ્રજ્ઞાથી મધ્યને કોણ વળગી નથી રહેતો? તમે કોને મહાપુરુષ ગણો છો? અને આ જગતમાં કોણ તૃષ્ણાની પાર જાય છે? (૧)

૧૦૪૧. હે મેત્તેય્ય, જે કામોપભોગોનો ત્યાગ કરીને બ્રહ્મચારી, —એમ ભગવાન બોલ્યા—વીતતૃષ્ણ અને કાયમ સ્મૃતિમાન થાય છે તે ભિક્ષુ પ્રજ્ઞાથી શાંત (સંતુષ્ટ) થાય છે; તેને પ્રકંપો નથી. (૨)

૧૦૪૨. તે બન્ને અન્તો જાણીને પ્રજ્ઞાથી મધ્યને વળગી રહેતો નથી. તેને જ હું મહાપુરુષ ગણું છું; અને આ જગતમાં તે જ તૃષ્ણાની પાર જાય છે. (૩)

## ૫૮

## પુણ્ણકમાણવપુચ્છા (૩)

૧૦૪૩. અપ્રકંપ્ય અને સંસારનું મૂળ જાણનારા એવા પાસે—એમ આયુષ્માન પુણ્ણક બોલ્યો—પ્રશ્ન પૂછવાના હેતુથી હું આવ્યો છું. શાનાથી બંધાયેલા ઋષિ, ક્ષત્રિય, બ્રાહ્મણ કે બીજા મનુષ્યો દેવોને ઉદ્દેશીને આ જગતમાં ભિન્નભિન્ન યજ્ઞો કરે છે એ હું પૂછું છું. હે ભગવન્, તે મને કહો. (૧)

૧૦૪૪. હે પુણ્ણક, જે કોઈ ઋષિ—એમ ભગવાન બોલ્યા—ક્ષત્રિય, બ્રાહ્મણ કે બીજા મનુષ્યો દેવોને ઉદ્દેશીને આ જગતમાં ભિન્નભિન્ન યજ્ઞો કરે છે તે, હે પુણ્ણક, પુનર્જન્મની ઇચ્છા ધરાવનારા અને જરાથી બદ્ધ હોવાને લીધે યજ્ઞ કરે છે. (૨)

૧૦૪૫. જે કોઇ ઋષિ—એમ આયુષ્માન પુણ્ણક બોલ્યો—ક્ષત્રિય, બ્રાહ્મણ કે બીજા મનુષ્યો દેવોને ઉદ્દેશીને આ જગતમાં ભિન્નભિન્ન યજ્ઞો કરે છે તે હે ભગવન્, હે મારિષ, યજ્ઞકર્મમાં સાવધ રહીને જન્મ અને જરા તરી જાય છે ખરા? હે ભગવન્, આ હું તમને પૂછું છું. તે મને કહો. (૩)

૧૦૪૬. હે પુણ્ણક, તેઓ પ્રાર્થના કરે છે, સ્તુતિ કરે છે, આશા પ્રગટ કરે છે, હવન કરે છે—એમ ભગવાન બોલ્યા—પોતાના લાભ માટે કામસુખની યાચના કરે છે. યજ્ઞમાં ગૂંથાયેલા ભવલોભાસક્ત તેઓ જન્મ અને જરા તરી જતા નથી, એમ હું કહું છું. (૪)

૧૦૪૭. હે મારિષ, યજ્ઞમાં ગૂંથાયેલા તેઓ જો જન્મ અને જરા તરી જતા નથી, તો પછી, હે મારિષ, દેવમનુષ્યલોકમાં કોણ જન્મ અને જરા તરી જાય છે એ હું પૂછું છું, તે હે ભગવન, મને કહો. (૫)

૧૦૪૮. હે પુણ્ણક, જગતની નાનીમોટી વસ્તુઓ પ્રજ્ઞાથી જાણીને—એમ ભગવાન બોલ્યા—જેને ઇહલોકમાં પ્રકંપ રહ્યો નથી, જે શાંત, વીતધૂમ, વીતદુઃખ અને વીતતૃષ્ણ હોય તે જ જન્મ અને જરા તરી જાય છે એમ હું કહું છું. (૬)

## ૫૯

## મેત્તગૂમાણુવપુચ્છ (૪)

૧૦૪૯. હે ભગવન્, તમને હું વેદપારગ અને ભાવિતાત્મા ગણું છું—એમ આયુષ્માન મેત્તગૂ બોલ્યો— માટે હે ભગવન્, હું તમને પૂછું છું તે કહો. આ જગતમાં જે અનેક જાતનાં દુઃખો છે તે ક્યાંથી ઉત્પન્ન થાય છે? (૧)

૧૦૫૦. હે મેત્તગૂ, તું મને દુઃખની ઉત્પત્તિ પૂછે છે—એમ ભગવાન બોલ્યા—તો તે હું જાણું છુ તે પ્રમાણે હું તને કહું છું. આ જગતમાં જે અનેક પ્રકારનાં દુઃખો છે તે ઉપાધિઓમાંથી ઉત્પન્ન થાય છે. (૨)

૧૦૫૧. જે અવિદ્વાન મંદબુદ્ધિ ઉપાધિ કરે છે તે વારંવાર દુઃખ ભોગવે છે. માટે દુઃખનું ઉત્પત્તિકારણ જાણનારા સમજુ માણસે ઉપાધિ કરવી નહિ. (૩)

૧૦૫૨. જે મેં પૂછ્યું તે તમે કહ્યું. હવે બીજું પૂછું છું તે કહો. સુજ્ઞ જનો ઓઘ, જન્મ, જરા, શોક અને પરિદેવ કઈ રીતે તરી જાય છે તે, હે મુનિ, મને બરાબર સમજાવો.

કારણ આ ધર્મ તમે સારી રીતે જાણો છો. (૪)

૧૦૫૩. હે મેત્તગૂ, જે માણસના આયુષ્યમાં પ્રત્યક્ષ-ફલદાયક છે—એમ ભગવાન બોલ્યા—અને જેનું જ્ઞાન મેળવીને સ્મૃતિમાન થઈને વર્તનારો મનુષ્ય આ જગતમાં તૃષ્ણાની પાર જાય છે તે ધર્મ હું તને કહું છું. (૫)

૧૦૫૪. હે મહર્ષિ, જેનું જ્ઞાન મેળવીને સ્મૃતિમાન થઈને વર્તનારો મનુષ્ય આ જગતમાં તૃષ્ણાની પાર જાય છે તે ઉત્તમ ધર્મનું હું અભિનંદન કરું છું. (૬)

૧૦૫૫. હે મેત્તગૂ, જે કંઈ તું—એમ ભગવાન બોલ્યા—ઉપર, નીચે, ચોમેર અને મધ્યમાં જાણી તેમાં તૃષ્ણા, દૃષ્ટિ અને વિજ્ઞાનને દૂર ખસેડીને કોઈ પણ ભવ ઉપર અવલંબી રહેતો નહિ. (૭)

૧૦૫૬. આ પ્રમાણે ચાલનારો સ્મૃતિમાન, અપ્રમત્ત અને વિદ્વાન ભિક્ષુ મમત્વને છોડીને આ જ લોકમાં જન્મ,

---

૧૦૫૩. પ્રત્યક્ષફલદાયક, એ સંબંધમાં મૂળ શબ્દ 'अनीतिहं' છે. આનો સીધો અર્થ તો 'અનીતિનો ત્યાગ કરનારો' (अनीति+हा) એવો થાય. પરંતુ ૧૧૩૫ મી ગાથામાં 'सब्बं तं इतिहीतिहं सब्बं तं तक्कवड्ढनं' છે. અને આનો અર્થ 'આમ હતું' અને 'તેમ હતું' એવો કરવો પડે છે. તે ઉપરથી अनीतिहं માં જે દીર્ઘ ની છે તે ફક્ત છંદમેળ માટે જ દીર્ઘ કરવામાં આવ્યો હશે. અટ્ઠકથાકારે પણ 'अनीतिहं ति अत्तपच्चक्खं' એમ કહ્યું છે. એટલે કેવળ પરંપરા અને અનુમાનથી ઠરાવેલો ધર્મ નહિ, પરંતુ જેનો સાક્ષાત્કાર આ જ આયુષ્યમાં કરી શકાય તે (अन्+इतिह) ધર્મ.

જરા, શોક, પરિદેવ અને દુઃખનો ત્યાગ કરશે. (૮)

૧૦૫૭. મહર્ષિના આ ભાષણનું હું અભિનંદન કરું છું. હે ગોતમ, ઉપાધિરહિત (નિર્વાણ) કેવું હોય છે તે તમે ઉત્તમ રીતે કહ્યું. હે ભગવન્, તમે ખાતરીથી દુઃખનો ત્યાગ કર્યો; કારણ આ ધર્મ તમે ઉત્તમ રીતે જાણો છો. (૯)

૧૦૫૮. હે મુનિ, જે આસ્તિકોને તમે ઉપદેશ આપશો તેઓ પણ અવશ્ય દુઃખનો ત્યાગ કરશે. માટે હે નાગ (અપાપ), તમારી પાસે આવીને તમને હું નમસ્કાર કરું છું. હે ભગવન્, તમે આસ્તિક એવા મને ઉપદેશ આપો એ જ મારી અપેક્ષા છે. (૧૦)

૧૦૫૯. (ભગવાન—) જે બ્રાહ્મણ વેદપારગ, અકિંચન, અને કામભવમાં અનાસક્ત હશે તે જ આ ઓઘ ખાતરીથી તરી જશે; તે જ કાઠિન્યરહિત અને શંકારહિત, ઉત્તીર્ણ અને પાર પામેલો છે એમ જાણવું. (૧૧)

૧૦૬૦. આ જગતમાં તે જ વિદ્વાન અને વેદપારગ માણસ છે, તે જ ભવાભવમાં આસક્તિનો ત્યાગ કરશે, તે જ નિસ્તૃષ્ણ, નિઃદુંખ અને વાસનારહિત છે, અને તે જ જન્મજરા તરી જાય છે, એમ હું કહું છું. (૧૨)

## ૬૦

## ધોતકમાણવપુચ્છા (૫)

૧૦૬૧. હે ભગવન્, હું તમને પૂછું છું તે મને કહો—એમ આયુષ્માન ધોતક બોલ્યો—તમારા વચનની હું અપેક્ષા રાખું છું. તમારો ઉપદેશ સાંભળીને હું નિર્વાણનો માર્ગ શીખીશ. (૧)

૧૦૬૨. હે ધોતક, એમ જો હોય તો—એમ ભગવાન બોલ્યા—તું કુશળ અને સ્મૃતિમાન થઈને મારો આ ધર્મ જાણવાની મહેનત કર. મારો ઉપદેશ સાંભળીને તું તારા નિર્વાણનો માર્ગ શીખી શકીશ. (૨)

૧૦૬૩. (ધોતક—) દેવમનુષ્યલોકમાં અકિંચન થઈને રહેનારા આ બ્રાહ્મણને હું જોઉં છું. હે સમન્તચક્ષુ, એવા તમને નમસ્કાર કરું છું. હે શાક્ય, મારી શંકાઓમાંથી મને મુક્ત કરો. (૩)

૧૦૬૪. (ભગવાન—) હે ધોતક, આ જગતમાં કોઈ પણ માણસને મુક્ત કરવા હું જતો નથી. તું બધો ધર્મ જાણનારો થા. આનાથી તું આ ઓઘ તરી જઈશ. (૪)

૧૦૬૫. (ધોતક—) હે બ્રહ્મન્, હું એકાન્તવાસધર્મ જાણી શકું એવી રીતે મને ઉપદેશ આપો; જેનાથી હું આકાશના જેવો નિર્દ્વંદ્વ થઈને આ જ લોકમાં શાંત અને અનાશ્રિત થઈને રહું. (૫)

૧૦૬૬. હે ધોતક, પોતાના આયુષ્યમાં જે પ્રત્યક્ષફલદાયક છે—એમ ભગવાન બોલ્યા—અને જેનું જ્ઞાન મેળવીને સ્મૃતિમાન થઈને વર્તનારો આ જગતમાં તૃષ્ણાની પાર જાય છે એવી શાંતિ હું તને કહું છું. (૬)

૧૦૬૭. (ધોતક—) હે મહર્ષિ, જેનું જ્ઞાન મેળવીને સ્મૃતિમાન થઈને વર્તનારો તૃષ્ણાની પાર જાય છે તે ઉત્તમ શાંતિનું હું અભિનંદન કરું છું. (૭)

૧૦૬૮. હે ધોતક, જે કંઈ ઉપર, નીચે, ચારે બાજુ અને વચ્ચે—એમ ભગવાન બોલ્યા—તું જાણે તે આ જગતમાં આસક્તિમય છે એમ જાણીને તેના ભવાભવની તૃષ્ણા તું રાખતો નહિ. (૮)

## ૬૧

## ઉપસીવમાણવપુચ્છા (૬)

૧૦૬૯. હે શાક્ય, આ મહૌઘ—એમ આયુષ્માન ઉપસીવ બોલ્યો—હું કશાનો પણ આશ્રય લીધા વગર એકાકી તરી જઈ શકતો નથી. હે સમન્તચક્ષુ, જેના આશ્રયથી હું આ ઓઘ તરી શકું એવું આલંબન મને કહો. (૧)

૧૦૭૦. હે ઉપસીવ, આકિંચન્ય જોનારો અને સ્મૃતિમાન થઈને—એમ ભગવાન બોલ્યા—કંઈ નથી એ આલંબનને આશ્રયે ઓઘ તરી જા, કામોપભોગનો ત્યાગ કરીને શંકામુક્ત થા, અને રાતદિવસ તૃષ્ણાક્ષયનું (નિર્વાણનું) ચિંતન કર. (૨)

૧૦૭૧. જે સર્વ કામોપભોગમાં વીતરાગ હોય—એમ આયુષ્માન ઉપસીવ બોલ્યો—અન્ય પદાર્થો છોડીને આકિંચન્યનો આશ્રય કરનારો હોય અને તે પરમસંજ્ઞાવિમુક્તિથી વિમુક્ત થયેલો હોય તે, તે ભવમાં સ્થિર રહી શકે ખરો ? (૩)

૧૦૭૨. હે ઉપસીવ, જે બધા કામોપભોગમાં વીતરાગ હોય, અન્ય પદાર્થો છોડીને આકિંચન્યનો આશ્રય કરનારો હોય

અને તે પરમસંજ્ઞાવિમુક્તિથી વિમુક્ત થયેલો હોય તે, તે ભવમાં સ્થિર રહી શકશે. (૪)

૧૦૭૩. (ઉપસીવ—) હે સમન્તચક્ષુ, જો તે ત્યાં અસંખ્ય વર્ષો સ્થિર રહે તો તે ત્યાં જ નિર્વાણ પામે ખરો? કે તેનું વિજ્ઞાન પુનર્જન્મ લેશે? (૫)

૧૦૭૪. હે ઉપસીવ, દીવાની જ્યોત જેમ પવનના વેગથી —એમ ભગવાન બોલ્યા—અસ્ત પામે છે, અને કોઈ પણ નામાભિધાન પામતી નથી, તે રીતે નામકાયાથી વિમુક્ત થયેલો મુનિ અસ્ત પામે છે અને કોઈ પણ નામાભિધાન પામતો નથી. (૬)

૧૦૭૫. (ધોતક—) હે મુનિ, તે અસ્ત પામે છે કે નાશ પામે છે? કે તે સદાસર્વદા અરોગ થાય છે, એ મને બરાબર સમજાવો. કારણ આ ધર્મ તમે બરાબર જાણો છો. (૭)

૧૦૭૬. હે ઉપસીવ, જે અસ્ત પામે છે તેને માપ નથી, —એમ ભગવાન બોલ્યા—જેનાથી તેની કશામાં પણ ગણના થઈ શકે તેવું (લોભાદિ માપ) તેને નથી. બધા જ પદાર્થો લય પામે એટલે તે વિષે બધા વાદવિવાદ પણ લય પામે છે. (૮)

## ૬૨

### નન્દમાણવપુચ્છા (૭)

૧૦૭૭. આ જગતમાં લોકો કેટલાકને મુનિ કહે છે—એમ આયુષ્યમાન નન્દ બોલ્યો—પણ તેમનું આ કહેવું બરાબર છે ખરું? તેઓ જ્ઞાનસંપન્નને મુનિ કહે છે કે (કેવળ વ્રતાદિ) ઉપજીવિકાસંપન્નને મુનિ કહે છે? (૧)

૧૦૭૮. (ભગવાન—) હે નન્દ, દૃષ્ટિથી, શ્રુતિથી કે જ્ઞાનથી મુનિ નથી થવાતું એમ સુજ્ઞો કહે છે. મનમાંના વિરોધનો નાશ કરીને જે નિર્દુઃખ અને નિરતૃષ્ણ થઈને રહે છે તેમને હું મુનિ કહું છું. (૨)

૧૦૭૯. જે કોઈ શ્રમણ કે બ્રાહ્મણ—એમ આયુષ્માન નન્દ બોલ્યો— દૃષ્ટથી અને શ્રુતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, શીલવ્રતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, અથવા બીજા અનેક ઉપાયોથી શુદ્ધિ થાય છે એમ કહે છે તેઓ, હે ભગવન્, હે મારિષ, તે તે પંથમાં યતાત્મા થઈને રહે તો જન્મ અને જરા તરી જાય છે ખરા? આ હું પૂછું છું. હે ભગવન્, તે મને કહો. (૩)

૧૦૮૦. હે નન્દ, જે કોઈ શ્રમણ અને બ્રાહ્મણ—એમ ભગવાન બોલ્યા—દૃષ્ટથી અને શ્રુતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, શીલવ્રતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, અથવા બીજા અનેક ઉપાયોથી શુદ્ધિ થાય છે એમ કહે છે તેઓ, જો તે તે પંથમાં યતાત્મા થઈને વર્તે તોપણ જન્મ અને જરા તરી જતા નથી, એમ હું કહું છું. (૪)

૧૦૮૧. જે કોઈ શ્રમણ અને બ્રાહ્મણ—એમ આયુષ્માન નન્દ બોલ્યો—દૃષ્ટથી અને શ્રુતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, શીલવ્રતથી શુદ્ધિ થાય છે એમ કહે છે, કે બીજા અનેક ઉપાયોથી શુદ્ધિ થાય છે એમ કહે છે તેઓ જો, હે મુનિ, ઓઘતીર્ણ નથી એમ તમે કહો છો, તો પછી, હે મારિષ, દેવમનુષ્યલોકમાં જન્મ અને જરા કોણ તરી જાય છે? હે ભગવન્, આ હું તમને પૂછું છું, તે મને કહો. (૫)

૧૦૮૨. હે નન્દ, બધા જ શ્રમણો અને બ્રાહ્મણો—એમ ભગવાન બોલ્યા—જન્મ અને જરાથી ઘેરાયેલા (ઢંકાયેલા) છે એમ હું કહેતો નથી. જેઓ આ જગતમાં દૃષ્ટ, શ્રુત, અનુમિત, બધી જાતનાં શીલવ્રતો અને અનેકવિધ ઉપાયો છોડીને અને સર્વ પ્રકારની તૃષ્ણા જાણીને અનાસ્રવ થાય છે તે માણસો જ ઓઘતીર્ણ છે એમ હું કહું છું. (૬)

૧૦૮૩. (નન્દ—) મહર્ષિનાં આ વચનોનું હું અભિનંદન કરું છું. હે ગોતમ, અનુપાધિક (નિર્વાણ) તમે ઉત્તમ રીતે મને સમજાવ્યું. જેઓ આ જગતમાં દૃષ્ટ, શ્રુત, અનુમિત, સર્વ પ્રકારનાં શીલવ્રતો અને અનેકવિધ ઉપાયો છોડીને બધી જાતની તૃષ્ણા જાણીને અનાસ્રવ થાય છે તે માણસો ઓઘતીર્ણ છે એમ હું પણ કહું છું.

## ૬૩

## હેમકમાણવપુચ્છા (૮)

૧૦૮૪. ગોતમના ઉપદેશ પહેલાં—એમ આયુષ્માન હેમક બોલ્યો—જેઓ આ આવું છે અને આમ થશે એવો ઉપદેશ કરતા તે ઉપદેશ બધો પરંપરાથી આવેલો અને બધો તર્ક વધારનારો (હતો). (૧)

૧૦૮૫. તેમાં મને આનંદ આવ્યો નહિ. પરંતુ હે મુનિ, જેનું જ્ઞાન મેળવીને સ્મૃતિમાન થઈને વર્તનારો માણસ આ જગતમાં તૃષ્ણાની પાર જાય એવો તૃષ્ણાનો નાશ કરનારો ધર્મ તમે મને કહો. (૨)

૧૦૮૬. (ભગવાન—) હે હેમક, આ જગતમાં દૃષ્ટ, શ્રુત, અનુમિત, અને વિજ્ઞાત એવી જે પ્રિય વસ્તુઓ હોય તેમનો છંદ અને લોભ છોડી દેવો એ અચ્યુત નિર્વાણપદ છે, (૩)

૧૦૮૭. એમ જાણીને જે સ્મૃતિમાન આ જ જન્મમાં નિર્વાણ પામે છે તેઓ સર્વદા શાંત રહી જગતમાં તૃષ્ણાની પાર જાય છે. (૪)

## ૬૪

## તોદેય્યમાણવપુચ્છા (૯)

૧૦૮૮. જેને કામોપભોગ નથી—એમ આયુષ્માન તોદેય્ય બોલ્યો—જેને તૃષ્ણા નથી અને જે શંકાની પાર ગયો હોય તેનો મોક્ષ કઇ જાતનો હોય? (૧)

૧૦૮૯. હે તોદેય્ય, જેને કામોપભોગ ન હોય,—એમ ભગવાન બોલ્યા—જેને તૃષ્ણા ન હોય, અને જે શંકાની પાર ગયો હોય તેને મોક્ષ જેવો બીજો કોઈ પદાર્થ રહેતો જ નથી. (તે જ તેનો મોક્ષ) (૨)

૧૦૯૦. હે સમન્તચક્ષુ શાકય, તે વાસનારહિત થયો કે તેની વાસના બાકી રહે છે? તે મુનિ પ્રજ્ઞાવાન હોય છે કે પ્રજ્ઞાની કલ્પના કરનારો હોય છે? એ હું જે રીતે સમજી શકું તે રીતે મને કહો. (૩)

૧૦૯૧. (ભગવાન—) હે તોદેય્ય, તે વાસનારહિત થાય છે, તેની વાસના બાકી રહેતી નથી. તે પ્રજ્ઞાવાન થાય છે, પ્રજ્ઞાની કલ્પના કરનારો નહિ. મુનિ આ રીતે કામભવમાં અનાસક્ત અને અકિંચન હોય છે એમ સમજ. (૪)

## ૬૫

## કપ્પમાણવપુચ્છા (૧૦)

૧૦૯૨. સંસારના મધ્યભાગમાં રહેતાં—એમ આયુષ્યમાન કપ્પ બોલ્યો—અને ભયંકર ઓઘ ચાલતો હોય ત્યારે, હે મારિષ, જરામૃત્યુપરાયણ માટે દ્વીપ કયો તે કહો. (૧)

૧૦૯૩. હે કપ્પ, સંસારના મધ્યભાગમાં રહેતાં—એમ ભગવાન બોલ્યા—અને ભયંકર ઓઘ ચાલતો હોય ત્યારે જન્મ-મૃત્યુપરાયણ માટે દ્વીપ કયો તે હું તને, હે કપ્પ, કહું છું. (૨)

૧૦૯૪. આકિંચન્ય અને અનાદાન એ તે અજોડ દ્વીપ છે, તે જરામૃત્યુનો ક્ષય કરનાર નિર્વાણ છે, એમ હું કહું છું. (૩)

૧૦૯૫. આ જાણીને જે સ્મૃતિમાન લોકો આ જ જન્મમાં પરિનિર્વાણ પામે છે તે મારને વશ થતા નથી; તેઓ મારને અનુસરતા નથી. (૪)

૬૬

## જતુકણ્ણિમાણુવપુચ્છા (૧૧)

૧૦૯૬. હે વીર, તમે અકામકામી છો એવું સાંભળીને— એમ આયુષ્યમાન જતુકણ્ણિ બોલ્યો—ઓઘતીર્ણ નિષ્કામ એવા તમને પૂછવા માટે હું આવ્યો છું. હે સહજનેત્ર, શાંતિપદ કયું તે કહો. હે ભગવન્ તે મને યથાર્થ રીતે સમજાવો. (૧)

૧૦૯૭. કારણ, સૂર્ય જેમ પોતાના તેજથી પૃથ્વી ઉપર આક્રમણ કરે છે, તેમ ભગવાન કામોપભોગ ઉપર જય મેળવીને રહે છે. હે વિપુલપ્રજ્ઞ, મર્યાદિત પ્રજ્ઞાવાળા મને, હું સમજી શકું એવી રીતે, જન્મ અને જરાનો નાશ કરનારો ધર્મ કહો. (૨)

૧૦૯૮. હે જતુકણ્ણિ, નિર્વાણ ક્ષેમકર છે એમ સમજીને— એમ ભગવાન બોલ્યા—કામોપભોગનો લોભ છોડ, અને આસક્તિ કે અનાસક્તિમાંથી કંઈ પણ સિલક ન રહેવા દે. (૩)

૧૦૯૯. જે પૂર્વકાલીન હોય તેનું શોષણ કરે, ભવિષ્યકાળમાં કંઈ રહેવા દે નહિ, અને જો તું વર્તમાનકાળને વળગી નહિ રહે તો ઉપશાંત થઈને રહીશ. (૪)

૧૧૦૦. હે બ્રાહ્મણ, નામરૂપ વિષે સર્વથા વીતલોભ થયેલ માણુસને જેનાથી તે મૃત્યુને વશ થાય એવા આસ્રવો રહેતા નથી. (૫)

## ૬૭

## ભદ્રાવુધમાણવપુચ્છા (૧૨)

૧૧૦૧. ગૃહત્યાગી, તૃષ્ણાનો ઉચ્છેદ કરનાર, અપ્રકંપ્ય—એમ આયુષ્યમાન ભદ્રાવુધ બોલ્યો—આસક્તિનો ત્યાગ કરનાર, ઓઘતીર્ણ, વિમુક્ત, વિકલ્પત્યાગી અને સુમેધ એવા તમારી પાસે હું (ધર્મોપદેશની) યાચના કરું છું. અપાપ એવા તમારો ઉપદેશ સાંભળીને અહીંથી આ માણસો સંતુષ્ટ થઈને જશે. (૧)

૧૧૦૨. હે વીર, તમારું ભાષણ સાંભળવાની ઇચ્છાથી આ માણસો અનેક દેશોમાંથી અહીં ભેગા થયા છે. તેમને તમારો ધર્મ બરાબર સમજાવીને કહો. કારણકે આ ધર્મ તમે સારી રીતે જાણો છો. (૨)

૧૧૦૩. હે ભદ્રાવુધ, બધી જાતની આદાનતૃષ્ણા—એમ ભગવાન બોલ્યા—પછી તે ભલે ઉપર, નીચે, ચારે બાજુ કે મધ્યમાં હોય તેનો નાશ કરવો. કારણકે જગતમાં પ્રાણી જે જે વસ્તુનું ઉપાદાન કરે છે તે તે દ્વારા માર તેની પાછળ પડે છે. (૩)

૧૧૦૪. માટે, આ લોકોને આસક્ત થયેલા અને મૃત્યુ-ધ્યેયને વળગેલા જોઈને સમજુ ભિક્ષુએ સ્મૃતિમાન થઈને સર્વ જગતમાં કોઈ પણ જાતનું ઉપાદાન કરવું નહિ. (૪)

## ૬૮

## ઉદયમાણુવપુચ્છા (૧૩)

૧૧૦૫. ધ્યાનરત, વિમલ, સ્થિર—એમ આયુષ્માન ઉદય બોલ્યો—કૃતકૃત્ય, અનાસ્રવ, અને જે બધા ધર્મોમાં પારંગત છે એવા પાસે હું પ્રશ્ન પૂછવાની ઇચ્છાથી આવ્યો છું. અવિદ્યાનો ભેદ કરનારો અને પ્રજ્ઞાથી મળનારો વિમોક્ષ કયો તે કહો.(૧)

૧૧૦૬. હે ઉદય, કામચ્છંદ અને દૌર્મનસ્ય—એમ ભગવાન બોલ્યા—એ બન્નેનો ત્યાગ કરનારો, આળસનો નાશ કરનારો, કુશંકાઓનું નિવારણ કરનારો, (૨)

૧૧૦૭. ઉપેક્ષા અને સ્મૃતિથી શુદ્ધ થયેલો, અને જેના આરંભમાં ધાર્મિક વિતર્ક બળવાન હોય છે તે અવિદ્યાનો ભેદ કરનારો અને પ્રજ્ઞાથી મેળવેલો વિમોક્ષ છે એમ હું કહું છું. (૩)

૧૧૦૮. (ઉદય—) જગતનું સંયોજન કયું? તેને ચિંતા કઈ? શાના નાશથી તેને નિર્વાણ મળે છે? (૪)

૧૧૦૯. (ભગવાન—) લોભ એ જગતનું સંયોજન છે;

વિતર્ક તેની ચિંતા છે; અને તૃષ્ણાના નાશથી તેને (જગતને) નિર્વાણ મળે છે. (૫)

૧૧૧૦. (ઉદય—)કઈ રીતે વર્તવાથી માણસના વિજ્ઞાનનો નિરોધ થાય છે તે ભગવાનને અમે પૂછીએ છીએ. તેનો આપ શો જવાબ આપો છો તે અમે સાંભળવા માગીએ છીએ.(૬)

૧૧૧૧. (ભગવાન—) આધ્યાત્મિક અને બાહ્ય વેદનાઓનું અભિનંદન ન કરતાં જે વર્તે છે તેનું વિજ્ઞાન નિરોધ પામે છે.(૭)

૬૯

## પોસાલમાણવપુચ્છા (૧૪)

૧૧૧૨. જે પૂર્વજન્મ કહી શકે છે,—એમ આયુષ્માન પોસાલ બોલ્યો—જે અપ્રકંપ્ય છે, જેના સંશયો નષ્ટ થયા છે, અને જે બધા ધર્મોમાં પારંગત છે એવા પાસે હું પ્રશ્ન પૂછવાની ઇચ્છાથી આવ્યો છું. (૧)

૧૧૧૩. જેણે રૂપસંજ્ઞાઓનો અતિક્રમ કર્યો હોય, અને દેહબુદ્ધિનો ત્યાગ કર્યો હોય, તથા જે અંદર કે બહાર કોઈ પણ વસ્તુ નથી એમ જુએ છે, તેને કયું જ્ઞાન મળે છે, અને તે કયે માર્ગે થઈને જાય છે એ, હે શાક્ય, હું તમને પૂછું છું. (૨)

૧૧૧૪. હે પોસાલ, વિજ્ઞાનની બધી પાયરીઓ (કક્ષાઓ) જાણનાર—એમ ભગવાન બોલ્યા—તથાગત, આવો માણસ કઈ પાયરીએ છે અને તત્પરાયણ થઈને વિમુક્ત થયો છે એ જાણે છે. (૩)

૧૧૧૫. તે પાયરી ઉપર પહોંચેલા માણસે, પોતાનો

જન્મ આકિંચન્યલોકમાં થવાનો સંભવ છે, અને તે વાસના સંયોજનકારક છે, એમ જાણીને અનિત્યાદિ લક્ષણોથી તેની ભાવના (વિપસ્સના) કરવી. તે કૃતકૃત્ય બ્રાહ્મણને આ યથાર્થ જ્ઞાન મળે છે. (૪)

७०

## મોઘરાજમાણુવપુચ્છા (૧૫)

૧૧૧૬. મેં શાક્યને (બુદ્ધને) બેવાર પ્રશ્ન પૂછ્યો—એમ આયુષ્માન મોઘરાજા બોલ્યો—પણ તે ચક્ષુષ્મન્તે મને જવાબ આપ્યો નહિ; ત્રીજીવાર પ્રશ્ન પૂછવાથી તે દેવર્ષિ જવાબ આપે છે એમ મેં સાંભળ્યું છે. (૧)

૧૧૧૭. યશસ્વી ગોતમની—તમારી દૃષ્ટિ કેવી જાતની છે એ ઇહલોક, પરલોક અને સદેવક બ્રહ્મલોક જાણતા નથી. (૨)

૧૧૧૮. આવી રીતે જેની દૃષ્ટિ ઉચ્ચ દરજ્જાની છે એવા પાસે હું પ્રશ્ન પૂછવાની ઇચ્છાથી આવ્યો છું. જગત તરફ કઇ રીતે જોવાથી તે મનુષ્ય તરફ મૃત્યુરાજા જોતો નથી ? (૩)

૧૧૧૯. (ભગવાન—) હે મોઘરાજા, કાયમ સ્મૃતિમાન થઈને જગત શૂન્ય છે એ અવલોકન કર, અને આત્મદૃષ્ટિનો ત્યાગ કર, અને એથી મૃત્યુની પાર જનારો થા. આ રીતે જે જગત તરફ જુએ છે તેની તરફ મૃત્યુરાજા જોતો નથી. (૪)

## ૭૧

## પિંગિયમાણવપુચ્છા (૧૬)

૧૧૨૦. હું જીર્ણ, અબલ અને વીતવર્ણ છું,—એમ આયુષ્માન પિંગિય બોલ્યો—મારી આંખો સાફ નથી, કાને સાંભળવામાં મુશ્કેલી આવે છે. એટલે મોહબદ્ધ થઈને એકાએક મારો અન્ત ન થાય એ માટે હું સમજી શકું એવી રીતે જન્મજરાનો નાશ કરનાર ધર્મ મને કહો. (૧)

૧૧૨૧. હે પિંગિય, લોકો રૂપમાં પ્રમત્ત થઈને—એમ ભગવાન બોલ્યા—દુઃખ ભોગવે છે અને આઘાત પામે છે એ જોઈને, હે પિંગિય, પુનર્જન્મ ન થાય એટલા માટે અપ્રમત થઈને તું રૂપનો ત્યાગ કર. (૨)

૧૧૨૨. ( હે ભગવન્ ) આ જગતમાં તમારે માટે ચાર દિશા, ચાર વિદિશા, ઉપર અને નીચે (મળીને) એ દશે દિશાઓમાં કંઈ અદષ્ટ, અશ્રુત, અનનુમિત અને અવિજ્ઞાત નથી, માટે જન્મજરાનો નાશ કરનારો ધર્મ કયો તે હું સમજી શકું એવી રીતે કહો. (૩)

૧૧૨૩. [હે પિંગિય, તૃષ્ણામાં બદ્ધ થયેલા—એમ ભગવાન બોલ્યા!—અને તેનાથી સંતાપ પામનારા તથા જરા-ગ્રસ્ત એવા માણસોને જો; એને માટે, હે પિંગિય, પુનર્જન્મ ન થાય એટલા માટે અપ્રમત્ત થઈને તું તૃષ્ણાનો ત્યાગ કર. (૪)

## ૭૨

## પારાયણસુત્ત (૧૭)

મગધદેશમાં પાસાણક ચેતિયમાં રહેતા હતા ત્યારે ભગવાન આમ બોલ્યા. બાવરીના સોળ બ્રાહ્મણ શિષ્યોએ પોતાના પ્રશ્નોના જવાબ આપવાની વિનંતિ કરી ત્યારે ભગવાને તેમના પ્રશ્નોના યથાયોગ્ય જવાબ આપ્યા. આમાંથી એકાદ જવાબનો પણ અર્થ સમજીને જે તે પ્રમાણે વર્તશે તે જરામરણની પાર જશે. આ ઉપદેશ સંસારની પાર લઈ જનારો હોવાથી આનું નામ પારાયણ છે.

૧૧૨૪. અજિત, તિસ્સમેત્તેય્ય, પુણ્ણક, મેત્તગૂ, ધોતક, ઉપસીવ, નંદ અને હેમક, (૧)

૧૧૨૫. તોદેય્ય અને કપ્પ એ બન્ને, અને પંડિત જતુકણ્ણિ, ભદ્રાવુધ, ઉદય, અને બ્રાહ્મણ પોસાલ, મેધાવી મોઘરાજા અને મહર્ષિ પિંગિય, (૨)

૧૧૨૬. આ (શિષ્યો) સદાચારસંપન્ન ઋષિ પાસે— બુદ્ધની પાસે—આવ્યા, અને તેમણે તે બુદ્ધશ્રેષ્ઠને માર્મિક

પ્રશ્નો પૂછ્યા. (૩)

૧૧૨૭. બુદ્ધે તેમના પ્રશ્નોના યથાયોગ્ય જવાબ આપ્યા. તે મુનિએ યોગ્ય જવાબ આપીને તે બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા. (૪)

૧૧૨૮. આદિત્યબંધુ બુદ્ધે સંતુષ્ટ કરેલા તે બ્રાહ્મણો તે શ્રેષ્ઠપ્રજ્ઞ પાસે બ્રહ્મચર્યનું આચરણ કરવા લાગ્યા. (૫)

૧૧૨૯. બુદ્ધે આપેલા જવાબમાંથી એક પણ જવાબને અનુસરીને જે ચાલશે તે સંસાર તરી જશે. (૬)

૧૧૩૦. તે ઉત્તમ માર્ગની ભાવના કરીને તે સંસાર તરી જશે. તે માર્ગ પાર જવા માટે હોવાથી તેને પારાયણ કહે છે. (૭)

૧૧૩૧. પારાયણનું હું અનુગાન કરું છું—એમ આયુષ્માન પિંગિય બોલ્યો—વિપુલપ્રજ્ઞ (બુદ્ધે) જેમ આ માર્ગ જાણ્યો તેમ તેનો ઉપદેશ કર્યો. તે નિષ્કામ અને નિરતૃષ્ણ નાથ કયા ઉદ્દેશથી ખોટું બોલે? (૮)

૧૧૩૨. જેના મલ અને મોહ નષ્ટ થયા છે, અને જેણે અહંકાર અને અનાદરબુદ્ધિનો ત્યાગ કર્યો છે તેની સુંદર વાણીનું હું વર્ણન કર્યા કરીશ. (૯)

૧૧૩૩. આ બુદ્ધ તમનો નાશ કરનાર, સમન્તચક્ષુ, સંસારપારગ, સર્વ ભવોની પાર ગયેલ, અનાસ્રવ, અને સર્વ દુઃખોથી મુક્ત છે. હે બ્રાહ્મણ, તે નામ પ્રમાણે વર્તનાર બુદ્ધની મેં ઉપાસના કરી. (૧૦)

૧૧૩૪. પક્ષી જેમ ઉજ્જડ જંગલ છોડીને ફલસંપન્ન વનમાં જાય, અથવા હંસ જેમ મોટા સરોવર ઉપર જાય તેમ

અલ્પપ્રજ્ઞોને છોડીને હું અહીં (ગોતમ પાસે) આવ્યો. (૧૧)

૧૧૩૫. ગોતમના ઉપદેશ પહેલાં, આ આવું છે અને આ આમ થશે એમ જે મને કહેતા તે બધું કેવળ પરંપરાગત આવેલું અને તર્ક વધારનારું હતું. (૧૨)

૧૧૩૬. પણ આ વિપુલપ્રજ્ઞ ગોતમ, આ વિપુલ બુદ્ધિવાળા ગોતમ એક જ તમનો નાશ કરનારા અને ખરો પ્રકાશ પાડનારા મને જણાયા. (૧૩)

૧૧૩૭. જેણે સમ્યગ્દષ્ટિ જેમાં છે એવા, અકાલફલદ તૃષ્ણાનો નાશ કરનારા, નિર્દુઃખ અને અનુપમ ધર્મનો ઉપદેશ મને કર્યો. (૧૪)

૧૧૩૮. હે પિંગિય, તે વિપુલપ્રજ્ઞ ગોતમથી, તે વિપુલબુદ્ધિ ગોતમથી તું એક ક્ષણવાર પણ દૂર કેમ રહીશ? (૧૫)

૧૧૩૯. જેણે સમ્યગ્ દષ્ટિ જેમાં છે એવા, અકાલફલદ, તૃષ્ણાનો નાશ કરનારા, નિર્દુઃખ અને અનુપમ ધર્મનો તને ઉપદેશ કર્યો,-(તેનાથી તું દૂર કેમ રહીશ?) (૧૬)

૧૧૪૦. હે બ્રાહ્મણ, તે વિપુલપ્રજ્ઞ ગોતમથી, તે વિપુલબુદ્ધિ ગોતમથી હું ક્ષણવાર પણ દૂર રહીશ નહિ. (૧૭)

૧૧૪૧. જેણે સમ્યગ્ દષ્ટિ જેમાં છે એવા, અકાલફલદ, તૃષ્ણાનો નાશ કરનારા, નિર્દુઃખ અને અનુપમ ધર્મનો મને ઉપદેશ કર્યો, (તેનાથી હું દૂર રહીશ નહિ.) (૧૮)

૧૧૪૨. હે બ્રાહ્મણ, હું તેને રાતદિવસ અપ્રમત્ત બનીને મનથી કે આંખોથી જોઉં છું, તેને નમસ્કાર કરીને રાત વિતાવું છું અને તેનાથી હું તેના સહવાસમાં છું એમ સમજું છું.(૧૯)

૧૧૪૩. મારી શ્રદ્ધા, પ્રીતિ, મન અને સ્મૃતિ ગોતમના ઉપદેશથી અલગ થતાં નથી. જે જે દિશામાં તે વિપુલપ્રજ્ઞ જાય છે તે તે દિશામાં હું નમન કરું છું. (૨૦)

૧૧૪૪. હું વૃદ્ધ અને બલહીન થયાથી મારો દેહ તે દિશામાં જઇ શકતો નથી. પણ મારી સંકલ્પયાત્રા નિત્ય ત્યાં થાય છે; કારણકે, હે બ્રાહ્મણ, મારું મન ત્યાં લાગેલું છે. (૨૧)

૧૧૪૫. હું કાદવમાં પડીને તડફડતો હતો, અને એક ટાપુએથી બીજા ટાપુએ વહેતો જતો હતો. એટલામાં ઓઘ-તીર્ણ અનાસ્રવ સંબુદ્ધને મેં જોયા. (૨૨)

૧૧૪૬. જેમ વક્કલિ, ભદ્રાવુધ અને આળવિગોતમ મોટા શ્રદ્ધાવાન થયા તેમ, હે પિંગિય,તું પણ શ્રદ્ધાવાળો થા. એનાથી તું મૃત્યુધેયની પાર જઈશ. (૨૩)

૧૧૪૬. મુનિનું આ વચન સાંભળીને મારું મન વધારે પ્રસન્ન થયું. અવિદ્યાનું આવરણ દૂર ખસેડનાર, કાઠિન્યરહિત અને પ્રતિભાશાળી સંબુદ્ધ, (૨૪)

૧૧૪૮. અધિદેવોને અને બધા ઉચ્ચનીચ ભાવોને જાણે છે, અને પોતાને સંશયગ્રસ્ત ગણાવનારા માણસોના પ્રશ્નોના (યોગ્ય જવાબો આપીને) નિકાલ કરનારા તે શાસ્તા (ગુરુ) છે.(૨૫)

૧૧૪૯. અહાર્ય, અપ્રકોપ્ય અને અનુપમ એવા નિર્વાણને હું ખાતરીથી પામીશ. એમાં મને શક નથી. એવી રીતે હું શ્રદ્ધાવિમુક્ત છું એમ સમજ. (૨૬)

# કોશ

( જ્યાં 'પૃષ્ઠ' એમ સાથે લખ્યું નથી ત્યાંનો અંક શ્લોકની સંખ્યા જણાવે છે. )

અકુતોભય = જેને ક્યાંયથી ભય નથી તેવો (૫૬૧)
અકુશલમૂળ = જુઓ શ્લોક ૧૪ ઉપરની નોંધ
અતીર્ણપૂર્વ = કોઇ વાર નહિ તરાયેલો (૨૭૩)
અદત્તાદાન = ન આપેલું લેવું તે–ચોરી
અધિદેવ = દેવથી ઉત્તમ બનાવનાર ઉત્કૃષ્ટ મનોવૃત્તિ (૧૧૪૮)
અનન્યનેય = કોઇથી દોરાય નહિ તેવો–સ્વયંનેતા (૩૬૪)
અનાગામિતા = સક્કાયદિટ્ઠિ ( આત્મા એ ભિન્ન પદાર્થ હોઈ તે નિત્ય છે એવી દૃષ્ટિ ) વિચિકિચ્છા (બુદ્ધ ધર્મ અને સંઘના સંબંધમાં શંકા ) અને શીલબ્બત પરામાસ ( સ્નાનાદિ વ્રતો વડેજ મુક્તિ મળશે એવો વિશ્વાસ ), આ ત્રણ સંયોજનનો ( બંધનનો ) જે યોગી નાશ કરી શકે તો તે સ્રોત–આપત્તિ–માર્ગમાં આવે છે. તેને (૧) સ્રોત–આપત્તિ–માર્ગસ્થ અને તે માર્ગમાં સ્થિર થયા બાદ (૨) સ્રોત આપત્તિ ફલસ્થ કહે છે. તે પછી કામરાગ, દ્વેષ અને મોહ દુર્બળ થાય એટલે તે સકૃદાગામિ માર્ગમાં આવે છે. તેને ( ૩ ) સકૃદાગામિ માર્ગસ્થ અને તે માર્ગમાં સ્થિર થયા બાદ ( ૪ ) સકૃદા–

ગામિ ફલસ્થ કહે છે. ત્યાર બાદ કામરાગ (કામ વાસના) અને પટિઘ (ક્રોધ) આ બે સંયોજનોનો સંપૂર્ણ રીતે ઉચ્છેદ કરીને તે અનાગામિ માર્ગમાં આવે છે તેને (૫) અનાગામિ માર્ગસ્થ અને તેમાં સ્થિર થયા પછી (૬) અનાગામિ ફલસ્થ કહે છે. તે પછી રૂપરાગ (બ્રહ્મલોકાદિ પ્રાપ્તિની ઇચ્છા) માન (અહંકાર) ઉદ્ધચ્ચ (ભ્રાંતચિત્તતા) અને અવિજ્જા (અવિદ્યા) આ બાકી રહેલાં પાંચ સંયોજનોનો સમૂળગો નાશ કરીને તે અર્હન્માર્ગમાં આવે છે. તેને (૭) અર્હન્માર્ગસ્થ અને તે માર્ગમાં સ્થિર થયા બાદ (૮) અર્હન્ ફલસ્થ કહે છે.

અનાગાર = ઘર વિનાનો (ભિક્ષુ) (૨૦૭)

અનાત્મબુદ્ધિ = જુઓ ઉચ્છેદવાદ (૭૮૭)

અનાસ્રવ = આસ્રવ વિનાનો (જુઓ આસ્રવ) (૨૧૯)

અનિશ્રિત = અનાશ્રિત (૩૬૩)

અનુત્તર = અન્+ઉત્તર–જેનાથી ઉત્તમ બીજો ન હોય તેવો (૧૭૯)

અનુપસ્યના = સમ્યગ્ દર્શન–બરાબર જોવું તે (૫૪–૧૫૫)

અનુપાદિશેષનિર્વાણ = અર્હત થયા બાદ પણ શારીરિક દુઃખ વગેરે ઉપાધિ બાકી રહે છે. તે પણ જેમાં નથી રહેતી તેવું નિર્વાણ, જે અર્હતને મૃત્યુ બાદ મળે છે. (૩૫૪)

અનુરોધ વિરોધ = રાગ દ્વેષ (૩૬૨)
અભિજ્ઞેય = " જાણવા યોગ્ય " [સંસારનું દુઃખ] (૫૫૮)
અભિનિવેશ = દુરાગ્રહ (૨૧૦)
અભ્યાસથી ભાવિત = અભ્યાસથી ઉન્નત થયેલું (૨૩)
અભ્યાહત = ભગ્ન (૫૮૧)
અરતિ = અસંતુષ્ટતા (૬૪૨)
અર્હત્ત્વ = જુઓ અનાગામિતા (પૃષ્ઠ ૧૫૬)
અવદાન્ય = અનુદાર (૬૬૩)
અવિકત્થી = ગપ્પી નહિ તેવો (૮૫૦)
અષ્ટાંગિક માર્ગ = સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માંત [કર્મ], સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ
અસપત્ન = જેને બીજો શત્રુ નથી એવો (૧૫૦)
અસંકોપ્ય = અસંક્ષુબ્ધ (૧૧૪૯)
અસિપત્રવન = તરવારના જેવાં તીક્ષ્ણ પાનવાળું વન (૬૭૪)
આચાર ગોચર = આચાર એટલે વડીલ માણસો સાથે, સભામાં, નદીના ઘાટ ઉપર અને અન્ય જગાએ સભ્યતાથી વર્તવું તે. અને ગોચર એટલે વેસ્યા ન હોય, દારૂની દુકાન ન હોય, ગાળો ભાંડનાર લોકો ન હોય એવી વસતી. આવી જગાએ ભિક્ષુને ભિક્ષા માટે જવાનું હોય.

સારો આચાર અને સારો ગોચર સાચવનારને આચારસંપન્ન કહે છે (૨૮૦)

આજન્ય = "ઘોડો, હાથી વગેરે પાળેલાં જાનવરોમાં સૌથી શ્રેષ્ઠ જાનવર" એવો મૂળ અર્થ છે. પરંતુ 'પુરુષવ્યાઘ્ર' ની પેઠે પુરુષાજન્ય જેવે સ્થળે (પુરુષોમાં) શ્રેષ્ઠ એ અર્થમાં વપરાય છે (૫૨૮)

આદવ્યકિત = જુઓ અનાગામિતા

આદાનવિરહિત = દાન ન લેનારો (૬૨૦)

આયતન = સ્થાન (ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણુ, જિહ્વા, કાય અને મન એ છ આધ્યાત્મિક આયતન છે. અને રૂપ, શબ્દ, ગંધ, રસ,સ્પૃષ્ટવ્ય અને ધર્મ એ છ બાહ્ય આયતન છે) (૩૭૩)

આર્જવ = ઋજુતા—સરળતા (૨૫૦)

આર્યમાર્ગપ્રાપ્ત = અષ્ટાંગિક આર્યમાર્ગપ્રાપ્ત (૭૦)

આલય = લોભ ઉત્પન્ન કરનાર વસ્તુ (૫૩૫)

આસ્રવ = (આશ્રવ પણ થાય છે) જુઓ ઓઘ

આહાર = આહાર ચાર પ્રકારના છે. (૧) **कवळीकार** જેને આપણે સામાન્ય રીતે આહાર કહીએ છીએ તે (૨) **फस्सो** રૂપરસાદિ વિષયોની સાથેનો મનનો સંપર્ક—સ્પર્શ ( ૩ ) **मनोसंचेतना** અર્થાત્ મનના વ્યાપાર(૪) **विञ्ञाण** ચિત્ત, મન

ઇહપરલોક = આ લોક અને પરલોક (૧)

ઉચ્છેદ = આત્મા નથીજ, અથવા મરણ પછી આત્માનો નાશ થવાનો છે એવો વાદ (૭૭૮)

ઉત્થાનશીલ = ઉદ્યમી (૧૮૭)

ઉત્સદ = (જુઓ શ્લોક ૫૧૫ ઉપરની નોંધ)

ઉપસંપદા = બૌદ્ધસંઘમાં પ્રવેશ કરવાનો વિધિ. જુઓ બૌદ્ધસંઘનો પરિચય પૃષ્ઠ. ૧૦ ( પૃ. ૨૧ )

ઉપાદાન = દૃઢ થયેલી તૃષ્ણા (કામ, આત્મવાદ, દૃષ્ટિ, શીલવ્રત) (૧૭૦)

ઉપોસથ = અપવાસનો દિવસ (જેવો કે વદ ૧૪, પૂર્ણિમા અને બંને આઠમ) (૧૫૭)

ઋષિપત્તન = કાશીથી સાત માઈલ દૂર આવેલું વન જ્યાં બુદ્ધે પ્રથમ ઉપદેશ કર્યો હતો (૬૮૪)

ઋષિસત્તમ = ઋષિઓમાં શ્રેષ્ઠ (૩૫૬)

ઓઘ = પ્રવાહ—પૂર. માણસને તાણી જનારી તૃષ્ણાઓ. કામ, ભવ, દૃષ્ટિ, અને અવિદ્યા. ( કામ એટલે ભોગ્ય વસ્તુની સ્પૃહા, ભવ એટલે પરલોકની વાસના, દૃષ્ટિ એટલે કોઈ પંથનું—વાડાનું મમત્વ—દુરાગ્રહ, અવિદ્યા એટલે અજ્ઞાન )

કલહાભિરત = કલહમાં આનંદ માનનારો (૨૭૬)

ક્ષુરધારા = અસ્ત્રાની ધારા (૬૭૪)

ક્ષેમદર્શી = નિર્વાણદર્શી (૮૦૯)

કામભવ = કામલોક (નરક, મનુષ્યલોક, દેવલોક વગેરે કામોપભોગપ્રધાન લોક ) (૧૭૬)

કામાલય = કામાસક્તિ (૧૭૭)

કાયગતાસ્મૃતિ = શરીરના ભિન્નભિન્ન ભાગો ઉપર અશુભ ભાવના. જુઓ સમાધિમાર્ગ પા. ૫૬.

કૈટુભ = આ શબ્દનો અર્થ સંશયગ્રસ્ત છે. અટ્ઠકથાકારો તેની વ્યાખ્યા क्रियानं उपकारकं सत्थं એમ આપે છે, જે છ વેદાંગોમાંના છંદઃશાસ્ત્રને લાગુ પડે છે. (૧૦૨૦)

ક્લેશ = પુનર્જન્મ અપાવનાર કર્મ (૫૨૫)

ગિરિવ્રજ = 'પહાડોની વચમાં આવેલું ગોવાળોનું ગામ' એવો શબ્દાર્થ થાય છે. એ રાજગૃહનું બીજું નામ છે.

છવિ = ચામડીની કાંતિ (૧૯૪)

છિન્નગ્રંથિ = જેની ગ્રન્થિઓ કપાઈ ગઈ છે તેવો. ગ્રંથિઓ ચાર છે (૧) અભિજ્ઝા—પારકાના ધનની ઇચ્છા (૨) વ્યાપાદ—પરદ્વેષ (૩) સીલબ્બતપરામાસો—શીલ અને વ્રતથી—ઉપવાસ વગેરેથી મોક્ષ મળી જાય છે એમ માનવું તે (૪) ઇદંસચ્ચાભિનિવેસો—હું કહું છું એ જ સાચું છે એવો દુરાગ્રહ (૨૧૯)

જલહ્રદ = પાણીનો ધરો (૭૨૧)

જલ્પ = વાદવિવાદ (૫૯૫)

તથાગત = બુદ્ધ (પૃ૪-૨૦)

તથાગતશ્રાવક = તથાગતનો શ્રાવક (પૃ૪-૨૦)

ત્રસ = જંગમ (૬૨૯)
તાદગ્ભાવ = જીવન્મુક્તતા (૨૧૯)
ત્યાજ્ય = તજવા યોગ્ય ( અહીં તૃષ્ણા ) (૫૫૮)
દંષ્ટ્રાબલી = જેનું બળ દાઢમાં સમાયેલું છે તેવો (૭૨)
દાન્ત = ઇંદ્રિયોનું દમન કરનાર (૩૭૦)
દુર્વિનીત = ઉદ્ધત (૨૪૩)
દૌર્મનસ્ય = માનસિક દુઃખ (૧૧૦૬)
દ્વિપદશ્રેષ્ઠ = દ્વિપદો–મનુષ્યોમાં શ્રેષ્ઠ (બુદ્ધ) (૮૩)
ધર્મ = (અહીં) પદાર્થ (૭૯૩)
ધર્મોમાં પારંગત = (અહીં) કુશળ અને અકુશળ પદાર્થોના
જ્ઞાનવાળો (૧૧૦૫)
ધુરીણ = આગેવાન (૬૫૪)
નગરદ્વારનો સ્તંભ = નગરના દરવાજા ઉપર શત્રુસૈન્યનો
હાથી સીધો ધસારો ન કરી શકે માટે તેની
પાસે મજબૂત થાંભલો રાખવામાં આવતો તે (૨૨૯)
નહુત = દશ હજાર તેમજ અબજ (૬૭૭)
નિરય = નરક (૫૩૧)
નિરસન = દૂર કરવું તે (૩૬૪)
નિરામગંધ—જુઓ આમગંધ સુત્ત પા. ૫૨
નિર્યાનિક = ખાત્રીથી મુક્તિમાર્ગે જનાર (પૃષ્ઠ–૧૫૫)
નીતિનો માર્ગ ન છોડનારો = (૯૩૪) અહીં **अनीतिहं**
નો અર્થ આમ લીધો છે, પણ ૧૦૫૩ શ્લોક
ઉપરની નોંધ જુઓ

પરમસંજ્ઞાવિમુક્તિ = ટીકાકાર આનો અર્થ આકિંચન્ય આયત। ( જુઓ સમાધિમાર્ગ પૃષ્ઠ-૧૦૬ ) કરે છે. પણ તેનો નિર્વાણ અર્થ લેવો ઠીક લાગે છે (૧૦૭૭)

પરિગ્રહ = (ગૃહસ્થ માટે) સ્ત્રી, ધન,સંપત્તિ વગેરે, (ભિક્ષુ માટે) પાત્ર ચીવર વગેરે (૭૭૯)

પરિનિર્વૃત = નિર્વાણ પામેલો (૩૫૯)

પર્યાય = પ્રકાર (પૃષ્ઠ-૨૧)

પાત્રચીવર = ભિક્ષાપાત્ર તેમજ ભિક્ષુને પહેરવાનાં કપડાં(પૃષ્ઠ-૧૮)

પાપાનુશયી—અનુશય માટે જુઓ શ્લોક ૧૪ ઉપરની નોંધ

પાયસ = દૂધપાક (પૃષ્ઠ-૧૯)

પુરુષાજન્ય = (જુઓ આજન્ય)

પૃથગ્જન = ધર્મજ્ઞાનના બોધ વિનાનો સામાન્ય માણસ (૮૧૬)

પોતાની જાતને = પંચસ્કંધરૂપી આત્માને (૫૦૨)

પ્રકંપ = ચંચળતા (પૃષ્ઠ-૧૬૧)

પ્રજલ્પ = શોકયુક્ત બડબડાટ (૫૯૨)

પ્રતીત્યસમુત્પાદ = કાર્યકારણપરંપરા (જુઓ ૩૮ મું સૂત્ર)

પ્રભૂતપ્રજ્ઞ = વિપુલ પ્રજ્ઞાવાળો (૩૫૯)

પ્રમત્તબંધુ = પ્રમાદીનો સાથી (૪૩૦)

પ્રવાહ = (આ જગાએ) પાંચ ઇંદ્રિયો અને મન (૧૦૩૪)

પ્રવ્રજ્યા = સંન્યાસ (પૃષ્ઠ-૨૧)

પ્રહિતાત્મા = દૃઢ સંકલ્પવાળો (પૃષ્ઠ-૨૧)

પ્રાતિમોક્ષ = વિનયગ્રંથમાં આપેલો ભિક્ષુ માટેનો નિષેધાત્મક નિયમ ( જુઓ બૌદ્ધસંઘનો પરિચય ભાગ ૨. )

પ્રાપંચિક = પ્રપંચથી નીપજેલું

બંને અંત = શાશ્વતવાદ અને ઉચ્છેદવાદ (૧૦૪૦)

બ્રાહ્મનિધિ = મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા એ ચાર ભાવનાઓ ( જુઓ સમાધિમાર્ગ પૃ. ૬૭. ) (૨૮૫)

ભવાભવ = શાશ્વતવાદ અને ઉચ્છેદવાદ (૭૭૬)

ભાવનીય = (આ જગાએ) બુદ્ધે બતાવેલો અષ્ટાંગિક માર્ગ (૫૫૮)

ભેસૂર = ક્રૂર (૨૪૭)

ભૂણહા = ગર્ભઘાતી (૬૬૪)

મધ્ય = (આ જગાએ) બુદ્ધનો અષ્ટાંગિક માર્ગ (જુઓ 'બંને અંત'. આત્મા છે એમ પણ નથી, અને નથી એમ પણ નથી—પરન્તુ આત્મા કર્મ પ્રમાણે બદલાનારો છે, માટે અનાસક્ત થઈને સત્કર્મનું અખંડિત આચરણ કરવું એ જ મનુષ્યનું શ્રેષ્ઠ કર્તવ્ય છે (૧૦૪૦)

મહોઘ = મોટો પ્રવાહ ( જુઓ ઓઘ ) (૪)

મારિષ = એક આદરસૂચક સંબોધન (૬૮૨)

મિત્રસંપદા = ઉત્તમ મિત્રોનો સહવાસ (૪૭)

મૂર્ધાધિપાત = માથું ફૂટવું તે (૯૯૬)

મૌનાર્હ = મૌન સંભાળવાને યોગ્ય (૭૨૭)

રતિ = સુખોપભોગના પદાર્થોમાં આસક્તિ (૧૪૨)
રથર્ષભ = રથવાળાઓમાં શ્રેષ્ઠ (૩૦૩)
વનગુલ્મ = ગીચઝાડી (૨૩૩)
વસ્તુજાત = વસ્તુઓનો સમૂહ (૧૦)
વિતર્ક = કામ, વ્યાપાદ, વિહિંસા. આને જ મિથ્યા સંકલ્પ
પણ કહે છે (૧૧૦૯)
વિરક્ત થવું = (અહીં) દ્વેષ કરવો (૮૧૩)
વિરત ન થવું = દ્વેષ ન કરવો (૯૧૪)
વીતધૂમ = વીતક્લેશ (૧૦૪૮)
વૃષલક = ચાંડાળ (પૃષ્ઠ-૨૮)
શાશ્વતવાદ = આત્મા મરણોત્તર શાશ્વત જ છે, તેના
ઉપર કર્મનું પરિણામ થતું નથી એવી દૃષ્ટિ (૭૭૮)
શાસ્તા = ગુરુ (૩૧)
શીલવ્રત = શ્રમણ સંન્યાસીના આચાર અને વ્રતો (૭૮૨)
શૈક્ષ = શિક્ષાયોગ્ય. આ પારિભાષિક શબ્દ છે. સર્વ
સામાન્ય માણસો પૃથગ્જન કહેવાય છે. સોતા-
પત્તિમગ્ગ (જુઓ અનાગામિતા) જેને પ્રાપ્ત થયો
છે તે આર્ય છે અને આર્ય અર્હત્ ફળ પ્રાપ્ત
કરે ત્યાં સુધી શૈક્ષ કહેવાય છે. અર્હત્ ફળ
મળ્યા પછી તેને શિક્ષાની જરૂર રહેતી નથી (૯૭૦)
શ્રદ્ધાવિમુક્ત = શ્રદ્ધાદ્વારા મુક્ત થયેલો (૧૧૪૯)
શ્રમણક = હલકો શ્રમણ (પૃષ્ઠ-૨૮)
શ્રેષ્ઠજ્ઞ = શ્રેષ્ઠ-નિર્વાણને જાણનાર (૨૩૪)

શ્રેષ્ઠદ = શ્રેષ્ઠ–ધર્મનું દાન કરનાર
શ્રેષ્ઠ લાવનાર = ધર્મનું જ્ઞાન પૃથ્વી ઉપર લાવનાર
શ્રોતાવધાન = શ્રદ્ધા અને પ્રજ્ઞાપૂર્વક સાંભળવું તે (૩૨૨)
સત્કાયબુદ્ધિ = દેહમાં આત્મા છે એવી બુદ્ધિ (૭૬૧)
સજ્ઞનિષ્ક્રમ = જેનો નિષ્ક્રમ–સંસારત્યાગ સાચો છે તેવો (૫૪૨)
સપરિગ્રહ = કુટુંબી (૩૯૩)
સમંતચક્ષુ = સર્વ જાણનાર (૩૭૮)
સંયોજન = બંધન. તે દશ છે (જુઓ અનાગામિતા)
સંવેગ = વૈરાગ્યનું કારણ
સંસ્કાર = વાસના (૩૭૨)
સ્નાતક = જુઓ શ્લોક ૫૨૧
સ્વાધ્યાયસંપન્ન = વેદવાઙ્મયમાં પારંગત



# શુદ્ધિપત્ર

જ્યાં 'પૃષ્ઠ' એમ સાથે જણાવ્યું નથી ત્યાંનો અંક શ્લોકની સંખ્યા જણાવે છે.

| સ્થળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૫ | ફૂળ | ફૂલ |
| ૩૬ | સ્નેહ જ | સ્નેહજ |
| ૪૨ | પ્રતિબંધ | પ્રતિબંધરહિત |
| ૪૭ | શુદ્ધ અને | શુદ્ધ અન |
| ૪૭ | કરવા યોગ્ય | કરવાવાળા |
| પૃષ્ઠ ૪૮ | ચૂકળવગ્ગ | ચૂળવગ્ગ |
| ૨૩૭, ૨૩૮ | કરીશ | કરીશું |
| ૨૫૭ | નિષ્પાંપ | નિષ્પાપ |
| ૩૧૯ | જોસતી | જોસથી |
| ૪૦૨ | વર્ષાઋતુ | વર્ષાકાળ |
| ૪૨૦ | જાતવાળા | જાતવંત |
| ૪૨૧ | જાતે | જાત |
| ૪૨૧ | તેટલું | તેટલી |
| ૪૨૨ | ગણુનો | ગણાતો |
| ૪૩૧ | તારે | મારે (નમુચિએ) |
| ૪૩૪ | પ્રજ્ઞામાં વૃદ્ધિ થાય છે | મારું ચિત્ત પ્રસન્ન થાય છે |

| સ્થળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| પૃષ્ઠ ૯૫ | ચીવર રાખીને | ચીવર ઓઢીને |
| | ( સામાન્ય રીતે વસ્ત્ર બંને ખભે ઓઢેલું હોય. પરંતુ નમસ્કાર કરતાં બંને હાથ ખુલ્લા રહે માટે વસ્ત્ર એક બાજુ બગલ નીચેથી લઈ સામે ખભે નાખવામાં આવે છે. ) | |
| પૃષ્ઠ ૯૬ | આટોપીને | આટોપીને, આસનથી ઊઠીને |
| ૪૬૫ | તેને | તેમને |
| ૪૬૬ | કરે છે, | કરે છે તેણે |
| ૪૬૭ | ફરનારો હોય | વર્તે |
| ૪૬૯ | પુરાંડાશ | પુરોડાશ |
| ૪૭૩ | ,, | ,, |
| ૪૭૪ | ,, | ,, |
| ૪૭૫ | ક્ષયથા | ક્ષય કરવાથી |
| પૃષ્ઠ ૧૦૨ | તે ધર્મ માર્ગે ઉપાર્જિત | તે ધર્મ માર્ગે મેળવેલ, ધર્મ માર્ગે ઉપાર્જિત |
| પૃષ્ઠ ૧૦૩ | તે માઘ | પછી તે માઘ |
| ૪૯૩ | પૂર્ણ પાલન કરનારા | પૂર્ણ પાલન કરનારા ક્ષીણાસ્રવ |
| ૪૯૬ | પરલોકમાં લઈ જવા માટે | પરલોક માટે |
| પૃષ્ઠ ૧૦૭ | ભવાન | ભગવાન |
| ,, ટિપ્પણ | દીઘ નિકાય | દીઘ નિકાય |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | તિસ્સોવિદ્યા | તિસ્સોવિધા |
| પૃષ્ઠ | ૧૦૮ | કહીને | કહીને સભિય પરિવ્રાજકને |
| | ૫૨૨ | બધાં | બધા |
| | ૫૩૭ | માન, ક્રોધ | માન, લોભ, ક્રોધ |
| પૃષ્ઠ | ૧૧૫ | ખભે રાખીને | ખભે કરીને |
| | | | ( જુઓ ઉપર પૃષ્ઠ ૯૫ વાળી શુદ્ધિ ) |
| | ૫૩૯ | અર્હન છો | અર્હન, સમ્યક્ સંબુદ્ધ છો. |
| પૃષ્ઠ | ૧૧૮ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ, |
| પૃષ્ઠ | ૧૧૯ | કેણિય બ્રાહ્મણે | કેણિય જટિલે |
| પૃષ્ઠ | ૧૨૭ | રાખીને | કરીને (જુઓ ઉપર પૃષ્ઠ ૯૫ વાળી શુદ્ધિ) |
| | ૬૬૪ | નરકભૂગામી | નરકગામી |
| | ૬૬૭ | લોખંડી ખીલા | તીક્ષ્ણધારવાળા લોખંડી ખીલા |
| | ૬૯૮ | મુનિપ્રવર માટે | મુનિપ્રવરને |
| | ૭૦૫ | તેઓ હું | તેઓ તેવો હું |
| | ૭૦૯ | સંતુષ્ટ થઇને | સંતુષ્ટ થઈને ઝાડ નીચે |
| | ૭૧૦ | મુલાકાત | ભેટ |
| | ૭૩૩ | સમ્યગ્જ્ઞાનને લીધે | સમ્યગ્જ્ઞાન મેળવીને |
| | ૭૪૧ | પ્રવજ્યા | પ્રવ્રજ્યા |
| પૃષ્ઠ | ૧૬૦ | એક અનુપશ્યના | એ એક અનુપશ્યના |
| | ૭૫૩ | અનુપાદન | અનુપાદાન |
| પૃષ્ઠ | ૧૬૫ | પ્રકંપ | પ્રકંપ, ચલિત |
| | ,, | રૂપાવચર, | રૂપાવચર, સત્ય, |

| સ્થળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૭૮૬ | સાંપ્રદાયિકાતા | સાંપ્રદાયિકતા |
| ૭૯૫ | જેણે | જે બ્રાહ્મણે |
| ૮૪૨ | પરિસ્થિતિમાં | પ્રકારમાં |
| ૮૫૦ | અવિતત્થી | અવિકત્થી |
| ૮૫૫ | સ્મૃતિમાન | સદોદિત સ્મૃતિમાન |
| ૮૫૭ | અપેક્ષારહિત | કામોપભોગોમાં અપેક્ષારહિત |
| ૯૦૧ | ન અવલંબી રહેતાં | અવલંબીને |
| ૯૧૬ | તેનો સમૂળગો | પ્રજ્ઞાવડે તેનો સમૂળગો |
| ૯૩૪ | અજેય | જયશાલી અને અજેય |
| ,, | ન છોડનારો, ધર્મ | ન છોડનારો ધર્મ |
| ૯૩૯ | દોડાદોડી | સર્વ દિશામાં દોડાદોડી |
| ૯૬૨ | ઉત્સાહી | કુશળ |
| પૃષ્ઠ ૨૦૯ | ગુહડું | ગુહડું, ડુંડું |
| ૯૭૭ | તીર ઉપર | તીર ઉપર તે |
| ૧૦૦૨ | ધર્મથી | ધર્મ–થી |
| ૧૦૦૬ | પ્રેત્તગુ | મેત્તગુ |
| ૧૦૧૦ | તે | તે સર્વ |
| ૧૦૧૨ | સેલવ્ય | સેતવ્ય |
| ૧૦૪૧ | કામોપભોનો | કામોપભોગનો |
| ૧૦૬૪ | માણુસને | સશયગ્રસ્ત માણુસને |
| ૧૦૬૫ | કે બ્રહ્મન્ | હે બ્રહ્મન્ કૃપા કરીને |
| ૧૦૭૫ | ( ઘોતક– ) | ( રદ્દકરો ) |